ॐ तत्सत् परमात्मने नम

આઠ આના સિરિઝ-ગ્રંથમાળા

વર્ષ ૧ લું (વૈશાખ) પ્રથમ પુષ્પ

# ઇશ્વર કોનો છે?

પ્રયોજક ને પ્રકાશક

ઠક્કર દેવજી ગોરધનદાસ ભીમજી,
પોરબંદર

વ્યવસ્થાપક

લાભશંકર જીવરાજ જોશી,
તૂલસીદાસ સુંદરજીનો માળો,
વડગાદી, માંડવી, મુંબાઇ નં ૩

સંવત ૧૯૮૧] [ઇ૦ સ૦ ૧૯૨૫

છૂટક મૂલ્ય કાચું પૂંઠું ૦-૧૦-૦
" " પાકું " ૦-૧૨-૦

જમાઉથી ગ્રાહક થનારને આઠ આના ને દસ આના

## આ લેખકના બીજા પુસ્તકો.

૧ ગુજરાતી-બંગાળી શિક્ષક ને કોષ

મૂલ્ય રૂ ૩-૦-૦

(કલકત્તાનું સુંદર સોનેરી બાઇન્ડીંગ)

૨ પતિવ્રતા ગાન્ધારી મૂલ્ય રૂ ૦-૧૦-૦

(ત્ર્યંબકસ્મારક ગ્રંથમાળાના ગ્રાહકને ૦-૮-૦

૩ ફિરંગી વેપારીઓ (ઇતિહાસ) રૂ ૨-૦-૦

૪ કુટીલ કારભારી (નવલકથા) રૂ ૨-૮-૦

મળવાનું સ્થળ

ત્ર્યંબકસ્મારક ગ્રંથમાળા
ખાડિયા દેસાઈની પોળ,
અમદાવાદ.

ઠક્કર જોશી એન્ડ કું.
વડગાદી, માંડવી.
P B 3049
મુંબાઈ ૩.

મુદ્રણસ્થાન: 'સાહિત્ય પ્રેસ, ૧૦-૧૪, બેંકહાઉસ લેન,
મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબાઈ નં ૧.

મુદ્રક લાભશંકર મથુરામ ભટ્ટ

# નિવેદન.

જગદાધારની કૃપાથી આજે અમે વાચક વર્ગ સમક્ષ આ 'આઠ આના સિરિઝ-ગ્રંથમાળા' રજુ કરીએ છીએ તે સાથે ઉમેદ રાખીએ છીએ કે સાહિત્યપ્રેમી વાચક બંધુઓ તેની યોગ્ય કદર કરશે તો અમે અમારો આ નવીન પ્રયાસ સફળ થયો માનીશું

પ્રસ્તુત માળાના પુષ્પો દર ત્રણ માસે બહાર પડશે. એટલે શરૂઆતમાં તો માળા ત્રિમાસિક ગણાશે. ગ્રાહક-સંખ્યા વધ્યા બાદ માળના પુષ્પો દર માસે નીકળશે દરેક વાચક બંધુઓ પ્રત્યે નમ્ર વિનતી છે કે અગાઉથી ગ્રાહક તરીકે પોતાના નામ નોંધાવવા કૃપા કરવી.

પ્રસ્તુત પુસ્તક પછી માળાનું બીજું પુષ્પ જે હાલ છપાય છે, તે શ્રાવણ માસની શરૂઆતમાં ગ્રાહકો પર રવાના કરવામાં આવશે

મારા મિત્ર ભાઈ દેવજી ગોરધનદાસે આ 'માળા' (આઠ આના સિરિઝ-ગ્રંથમાળા)ની શરૂઆત સમાજ સેવાના ઉદ્દેશથી કરી છે તેની-ગુર્જર પ્રજા યોગ્ય કદર કરશે તો તે પોતાનો યત્ન સફળ થયો ગણશે.

આશા છે કે ગુર્જર પ્રજા સમક્ષ આ પ્રયત્ન સફળ નીવડશે

અક્ષય તૃતીયા,
રવિવાર, તા૦ ૨૬-૪-૨૫
મુંબઈ નં. ૩.

વિનીત,
લાભશંકર જીવરાજ જોશી.

જલ્દી નામ નોંધાવો. તૈયાર છે

# આઠ આના સિરિઝ-ગ્રંથમાળા.

પહેલુ પુસ્તક વૈશાખ માસમા બહાર પડયું છે

# આ માળાના નિયમો.

૧ દરેક આઠ આના અગાઉથી ભરી આ માળાનો ગ્રાહક થઇ શકે છે પાકા પુઠાના ગ્રાહક થનારને દશ આના ભરવા પડશે પેોસ્ટેજ જૂદુ

૨ ત્રણ્ માસે એક પુસ્તક ૧૦૦–૧૨૫ પુષ્ઠનું બહાર પડશે પેોસ્ટેજ સાથે કાચા પૂઠના દશ આના ને પાકા પૂઠાના બાર આના મોકલનારને બુક પેોસ્ટથી રવના કરવામા આવશે

૩ છુટક ખરીદનારને કાચા પૂઠાના દશ આના ને પાકા પૂઠાના બાર આના ભરવા પડશે

૪ આ માળાના દશ ગ્રાહક આખા વર્ષના કરી આપનારને માળાના એક વરસના પુસ્તકો ફ્રી મળશે.

૫ અગાઉથી સ્ટેમ્પ (ટીકીટો) મોકલનારે કાચા પૂઠાના પુસ્તક માટે દશ આનાની ને પાકાં પૂઠા માટે બાર આનાની મોકલી આપવાથી ગ્રાહક તરીકે નામ નોંધવામાં આવશે.

લખો —

ઠક્કર જોશી એન્ડ કુાં૦.
તુળસીદાસ સુરજીનો માળો,
વડગાદી–મડવી મુબઇ, ન ૩

# પ્રસ્તાવના

આજે "આઠ આના સિરિઝ" ગ્રંથમાળાનું પહેલું પુષ્પ "ઈશ્વર કોનો છે?" તે સાહિત્ય પ્રેમી ગુર્જર સમાજના કર કમળમાં સાદર અર્પિએ છીએ

સાહિત્ય જેમ બને તેમ સમાજના ઉત્તમ વિચારોને વધુ સતેજ બનાવવા માટે, રાવ અને રંકને પોસાય તેવું સોંઘુ કરવા માટે, અન્ય સંસ્થાઓના આદરણીય પ્રયત્નો સાથે અમારો પણ આ એક સહકાર છે. ભિન્નતા એટલીજ છે કે અમે દરેક પુસ્તક આઠ આનાની કિમતનુંજ બહાર પાડીશું જેનો સર્વ કોઈ લાભ લઈ શકે

બહોળા પ્રચાર પામેલી સાહિત્યથી અલંકૃત ઈંગ્રેજી અને બંગાળી ભાષાઓમાં પણ ચાર, છ, અને આઠ આના સિરિઝો જે નીકળે છે તેનુંજ આ અનુકરણ છે

અમારી આ માળામાં જેમ બનશે તેમ નમુનેદાર આનેમનજ રજુ કરવા જઈશું મજકુર વસ્તુ કલ્પના કંઈક ઔપન્યાસિક છે આ રાય બહાદુર જલધર સેનના "હરિશ ભાન્ડારી" નો અનુવાદ છે. તો તે મહાશયનો ઉપકાર માનવા તેમની કલમથી લખાયલા—એક શ્રીમંતજ વિદ્યાદાન કરી શકે એ તેમ નથી, પણ ગરીબ મનુષ્ય પણ વિદ્યા માટે કેટલું ઉત્તેજન આપી, માયા અને મમતા દર્શાવી શકે છે, તે માટે યોગ્ય માર્ગ દર્શાવતું આ પુષ્પ રજુ કરીએ છીએ જે ગુર્જર પ્રજામાં પણ આદર પામે એજ અમારી આકાંક્ષા છે

લી૦

પોરબંદર ૧૯૮૧ અક્ષયતૃતીયા } ઠક્કર દેવજી ગોવર્ધનદાસ ભીમજી
વુડમાદી, મુંબઈ નં. ૩.

છપાય છે　　　　　　　　　　　　　　　　છપાય છે

આઠ આના સિરિઝ-ગ્રંથમાળાનું
દ્વિતીય પુષ્પ.

## વહેમીનો વિષમય સંસાર.

શ્રાવણ માસની શરૂઆતમાં બહાર પડશે

---

છપાય છે　　　　　　　　　　　　　　　　છપાય છે

## નિરંજના

એક સામાજિક નવલકથા.

લેખક —પ્રભુલાલ દયારામ દ્વિવેદી.

ॐ तत्सत् परमात्मने नम

# આઠ આના સિરિઝ-ગ્રંથમાળા.

વર્ષ ૧ લું

પ્રથમ પુષ્પ

# ઇશ્વર કોનો છે?



પ્રયોજક - ઠક્કર દેવજી ગોરધનદાસ

# ત્ર્યંબક સ્મારક ગ્રંથમાળા

## વાર્ષિક લવાજમ ૫–૪–૦

### પ્રવેશ ફી ૧–૦–૦ શરૂઆતમાં

| | | | |
|---|---|---|---|
| **પહેલુ વષ** | | | |
| ૧ રાજા રામકૃષ્ણ | પૃ | ૪૦૦ | ૩–૪–૦ |
| ૨ સિરાજદ્દોલા | પૃ | ૫૦૦ | ૩–૮–૦ |
| ૩ હિંદના હીરા | પૃ | ૨૨૫ | ૧–૪–૦ |
| **બીજું વર્ષ** | | | |
| ૧ વજીરનદ્દિની ગુલબેગમ (નથી) | પૃ | ૪૦૦ | ૨–૮–૦ |
| ૨ મીર કાસિમ (નથી) | પૃ | ૩૦૦ | ૨–૦–૦ |
| ૩ બળવાનો ઇતિહાસ ભા ૧ | પૃ | ૬૨૫ | ૪–૦–૦ |
| **ત્રીજુ વર્ષ** | | | |
| ૧ રમાસુંદરી | પૃ | ૩૧૬ | ૨–૮–૦ |
| ૨ બળવાનો ઇતિહાસ ભા ૨ | પૃ | ૭૦૦ | ૪–૦–૦ |
| ૩ નારાયણી | પૃ | ૩૦૦ | ૩–૦–૦ |
| **વર્ષ ૪ થુ** | | | |
| ૧ ફિરંગી વેપારીઓ | પૃ | ૩૦૦ | ૨–૦–૦ |
| ૨ બળવાનો ઇતિહાસ ભા ૩ છપાય છે | પૃ | ૭૦૦ | ૪–૦–૦ |
| ૩ કૂટીલ કારભારી ,, | પૃ | ૩૦૦ | ૨–૮–૦ |

પાછલા વર્ષના સેટો ખલાસ થઈ જવા આવ્યા છે; ૧૯૨૨ ના અને ૧૯૨૩ ના સેટના રૂ ૬–૪–૦ લેવામા આવે છે પ્રવેશ ફીનો રૂ ૧) જૂદો

ત્ર્યંબક સ્મારક ગ્રંથમાળા
ખાડીયા, અમદાવાદ

લખો —લાભશંકર જીવરાજ જોશી
તુળસીદાસ સૂરજીનો માળો,
વડગાદી–માડવી, મુબઇ નં ૩

ॐ तत्सत् परमात्मने नमः

# ઇશ્વર કોનો છે?



## પ્રકરણ ૧ લુ



આ એક દાહેંકા પહેનાની વાત છે નારાયણ મેટ્રીકની પરીક્ષામા ઉંચે નબરે પાસ થયો હતો તેના બાપને તેણે અભ્યાસ આગળ વધારવા કહ્યુ પણ તેના બાપે તો સાફ કહી નાખ્યુ કે મારાથી હવે પુરુ પડશે નહીં તેની મા જીવતા ચાલુ આવકમાજ અભ્યાસ આગળ વધારવો બની શકતે તેની મા ત્રણ વર્ષ થયા ગુજરી ગઇ હતી, અને હવે તો નવી માનું રાજ્ય હતુ. એટલેજ તેના બાપથી બની શકતુ નહોતું નવી માએ નારાયણની વાત સાભળી કહ્યુ કે તારી ઉમર તો જો? સોળ વર્ષનો થયો, તારા બાપ પાસે ધનનો ઢગલો નથી પડયો કે તને ભણાવે આટલુ થયુ તે ઘણું છે

નારાયણે જાણ્યુ કે બાપ પાસેથી કાઇ વળે તેમ નથી. ત્યારે હવે આટલી પદર વર્ષની નાની વયેજ નોકરી કરવા મડી જાઉં? તેને લાગ્યુ કે હવે નોકરી કરવી તો છેજ, પણ તે પહેલા કાઇક પ્રયત્ન કરી જોઉં અભ્યાસ આગળ વધારવા માટે ગોગ્ય તજવીજ તો કરવી, પછી જેવી ઇશ્વરની ઇચ્છા

નારાયણના ગામમા એકજ ઘર મોટુ હતુ, શિવાય સઘળા રોજનું કમાય અને રોજ ખાય તેવા મહેર પોતાના બાપના જેવાજ હતા ગામમા જે મોટુ ઘર કહેવાતુ તે ગ્રહસ્થનુ નામ રામચદ્ર શેઠ હતુ રામચદ્ર શેઠ જ્ઞાતે વાણીયા હતા, તેની મુબઇમા કમીશનની મોટી પેઢી હતી ત્યા લાખોની ઉથલપાથલ થતી, અનેક આડત્યાઓના તેને ત્યા રૂ, અનાજ, સોનુ, ચાદી તેમજ શરાફીના કામકાજ હતા મોટા શેઠ રામચદ્ર શેઠ પોતાના બે દીકરાઓને કારભાર સોપી ગોકુલ મથુરાની યાત્રામા અને તીર્થ ક્ષેત્રોમાજ ફરતા તેઓ વહીવટ તરફ નજર પણ કરતા નહોતા, મોટા દીકરાનુ નામ વિમનજી અને નાના દીકરાનુ નામ રામદાસ હતુ વિમનજી શેઠ ઘણો વખત મુબઇ રહેતા અને માસ બે માસ પોતાને ગામ આવતા નાના ભાઇ રામદાસ અહી ઘેરેજ રહેતા વ્યવહારના મુખ્ય કરતા હરતા વિમનજી શેઠજ હતા

બાપ પાસેથી નિરાશ થયેલા નારાયણને રામદાસ પાસે જવાનો વિચાર આવ્યો તેની મુબઇની પેઢી ઉપર કેટલાએ માણસો રહે છે, તો મારો સમાસ ત્યા નહી થાય ?

એક દિવસ સવારે નારાયણ રામદાસ શેઠ પાસે ગયો રામદાસ શેઠને નારાયણ મેટ્રીકમા સારે નબરે પાસ થયો છે તે સમાચાર પહેલાથીજ મળ્યા હતા, તેથી તેને જોઇને હસતે મ્હોએ બોલ્યા આવ તુ નારાયણ ! તુ પાસ થયો તે જાણી હુ બહુ ખુશી થયો છુ હવે આગળ ભણવા માટે શુ કર્યુ ?

નારાયણ બોલ્યો—એ માટેજ આપની પાસે આવ્યો છુ તો ! એમ કહી, પોતાની સર્વવાત તેને કહી રામદાસ તેની હકીકત સાભળી બોલ્યા—"તુ હજી તો બાળક છો ભાઇ ! હોશીયાર છો તો શા માટે અભ્યાસ આમ છોડી દેવો જોઇયે ?"

નારાયણને રામદાસ શેઠનુ પ્રોત્સાહન જોઇ હીંમત આવી અને બોલ્યો—જો તમે દયા કરો તો મારો અભ્યાસ આગળ વધી શકે તેમ છે

રામદાસ બોલ્યા—હુ પણ એ માટેજ કહુ છુ અમારી મુબઇની પેઢી ઉપર કેટલાએ માણુસો રહે છે, ત્યા તુ કાઇ ભારે નહીં પડે પરતુ વાત એમ છે કે મોટા ભાઇ આહી નથી, તેઓ બાપા પાસે કાશી ગયા છે હમણા આ વર્ષ પણ સારુ નથી કામકાજ બહુ મદા છે છતાં મોટા ભાઇ આવશે કે જરુર તારે માટે હુ બદોબસ્ત કરાવી આપીશ

નારાયણે કહ્યુ—પણ મોડુ થાય તો કૉલેજમા જગ્યા ન મળે અને એક વર્ષ નકામુ જાય

રામદાસે થોડો વખત વિચાર કરી કહ્યુ ભલે તો ખુશીથી મુબઇ જા અને અમારી પેઢી ઉપર ખાજે પીજે એ બદોબસ્ત ત્યા થઇ જશે પરતુ કૉલેજની ફી અને હાથ ખર્ચીનુ શુ કરીશ ? રહેવા માટે તો મોટા ભાઇ આવ્યેથી મંજુરી આપશે

નારાયણે કહ્યુ—અરે આટલુ થયુ, તો તે પણ થઇ રહેશે ત્યા ઇશ્વર સૌ સારુ કરશે

---

## પ્રકરણ ૨ જું



નારાયણ રામદાસ શેઠનો ભલામણ પત્ર લઇ સત્વર મુબઇ રામચદ્ર શેઠની પેઢીએ પહોચી ગયો મુનીમ કરશનદાસ નિર્દય માણસ હતો તેને કોઇ પણ માણસ ગમતુ નહીં તેને તો આ નારાયણની પીડાજ આવી પડી નારાયણ પાસેથી કાગળ લઇ વાચી તેને કહ્યુ—"તું કાગળ લઇને આવ્યો છો તે ભલે પરતુ તને કૉલેજે જતી વખતે વેળાસર જમવાનુ કોણ કરી આપશે? આતો પેઢીનો કારભાર છે રામદાસ શેઠને આહીની શુ ખબર પડે! વગર વિચાર્યેજ તને મોકલી આપ્યો છે" હાય નસીબ! ઘેરે નવી મા, ઘર મૂકી આટલે દૂર આવ્યો, તો આંહી મુનીમજીના કઠમા પણ તેજ સુર!

કૉલેજમાં દાખલ થતી વખતે મુમબઇમા કોઇ મોટા માણસની ભલામણ લાવવી પડતી હતી શેઠ ગોકળદાસ ઉપર એક લિખિત વિનતી પત્ર તૈયાર કરી નારાયણ ભલામણ પત્ર લેવા ગયો પોતાને ગામથી મળેલુ પ્રમાણ પત્ર અને મેટ્રીક પાસ કર્યાનું સર્ટિફિકેટ પણ સાથે લઇ ગયો ગોકળદાસ શેઠ બહુ દયાળુ ગ્રહસ્થ હતા, તેમા વળી ખાસ વિદ્યાર્થીઓ તરફ તેમની મમતા કાઇક વિશેષ હતી, તેણે નારાયણને સર્વ હકીકત પૂછી અને નારાયણની સ્થિતિ અનુસાર તેને માફી ફીથી દાખલ કરવા ભલામણ કૉલેજના પ્રિન્સિપાલ ઉપર લખી આપી ગોકળદાસ શેઠે પુછ્યુ—કૉલેજની ફી નહીં આપવી પડે, પરતુ પુસ્તકો માટે શુ બદોબસ્ત કર્યો?

નારાયણે કહ્યુ—જેણે કૃપા કરી પોતાની પેઢી ઉપર કાગળ લખી આપ્યો છે તેણેજ રવાના થતી વખ્તે મને વીસ રૂપીયા આપ્યા છે તે રૂપીયામાથી સોળ રૂપીયા વધ્યા છે તે પુસ્તકો માટે ચાલશે

નારાયણની વાત સાભળી ગોકલદાસ શેઠ બહુ સતુષ્ટ થયા તેઓ બોલ્યા—જો ભાઇ તને ક્યારે પણ કાઇ જરુર પડે, ત્યારે મારી પાસે આવજે હો !

કૃતજ્ઞતાભરી નારાયણની આખોમા હર્ષાશ્રુઓ આવ્યા તેની શ્રદ્ધા ઇશ્વર પ્રત્યે વધારે મજબુત થઇ, કે ઇશ્વરે મુજ નિરાધાર માટે સ્થાનો રાખ્યા છે ! અનાથનો અનાથનો નાથજ છે નારાયણ એ હાથ જોડી ગોકલદાસ શેઠની રજા લઇ વિદાય થયો બીજે દિવસે કૉલેજમા દાખલ થઇ ગયો જે જે પુસ્તકોની જરૂર હતી તે ખરીદવામાં પદર રૂપીયા ખર્ચાઇ ગયા

પેઢી ઉપર મુનીમજીએ નારાયણ માટે કાઇ બદોબસ્ત કર્યો નહીં, પેઢી ઉપર તો જેમ રોજ રસોઇ થતી હતી તે પ્રમાણેજ થવા માડી અને નારાયણને કૉલેજે જવામા મોડુ થઇ જતુ પરતુ નારાયણ મુનીમના ડરનો માર્યો કાઇ પણ બોલી શકતો નહોતો પોતાની પાસે જે બે પૈસા હતા તેનાથી બજારમા નાસ્તો કરી કૉલેજે જવા માંડયો પણ તે કેટલા દિવસ ચાલે ! શનીવારે અડધો દિવસ રજા પડે ત્યારે બપોરે જમવા પામતો, માત્ર શનીવારે બે વખત જમવાનુ પામતો એક વખત જમવાથી કાંઇ માણસ મરી નથી જતા આમ જો કટાળી જઇશ તો અભ્યાસ કેમ થશે ? અનેક મનુષ્યે આવાં કષ્ટો સહન

કર્યા છે અને વિદ્વાન્ થયા છે આમ પોતાના મનને દલીલો કરી, નારાયણ એક વખત રાત્રેજ જમી અભ્યાસ કરવા માડયો

---

## પ્રકરણ ૩ જુ



આમ એક બે મહિના ચાલ્યા ગયા આટલા મોટા કારભારમા તેને કોઇ પૂછવુએ નહોતું કે તુ એક વખત જમે છે કે કેમ સવારે નથી જમતો સૌ સૌના કામમા ગુથાયેલા હતા, કોણ કોને પૂછે ? મુનીમજીને તો કાઇ દરકારજ નહોતી આટલુ છતા નારાયણ એક માણસની દૃષ્ટિ ચૂકાવી શકયો નહીં શનિવારે દોઢ વાગ્યે કૉલેજમાથી છુટી એક વખત તે જમવા બેસવા જતો હતો, તે વખતે પેઢીનો ભડારી એટલે મુખ્ય મહેતાજી હરીભાઇએ તેને પૂછ્યુ–"ભાઇ તમે બપોરના જમવામા તો કોઇ વાર દેખાતા પણ નથી, આજે કૉલેજે ગયા નથી ?"

નારાયણે કહ્યુ——"રસોઇ મોડી થાય એટલે હુ જમ્યા વગરજ કૉલેજે જાઉ છુ આજે તો શનિવારની અડધા દિવસની રજા છે એટલે જમવાના ટાઇમે પહોચી શકયો છુ"

તેની વાત સાભળી હરિભાઇ ઉર્ફે હરિકાકા બોલ્યા–"રોજ જમ્યા વગરજ કૉલેજે જાઓ છો અને એકજ વખત રાત્રે જમો છો, તે નો મને તમે કોઇ દિવસ કહ્યુ પણ નથી"

નારાયણ રોજ ભૂખ્યો જતો હતો એટલે તેની આંખમાં જરા આંસુ આવી ગયા ઝળઝળીયા ભરેલી આંખોએ હરીકાકા સામુ જોઇ નારાયણ બોલ્યો–મને વેળાસર જમવાનુ કયાથી બની શકે? શેઠ આટલુએ કરે છે તે પણ કાઇ ઓછુ નથી, ભણવા તો જવાય છે આમા વળી હુ કયાક કહેવા જાઉ અને મુનીમજી કહી નાખે કે આહીથી ચાલ્યો જા, અમારાથી તારુ નહી બને તો જે અભ્યાસ થાય છે તે પણ રખડે

નારાયણની વાત સાભળી હરિકાકાને જાણે દયા આવી હોય નહીં તેમ લાગ્યુ હરિકાકા બોલ્યા–"સારુ, હવે તે વાત આપણે પછી કરીશુ અહા! બિચારો કેવો ગરીબ છોકરો છે, તેને આટલુ કષ્ટ? તુ નિરાતે જમજે હો! અરે મહારાજ આ ભાઇને સારી પેઠે શાક દાળ તો પીરસ!"

કુલ મુખત્યાર હોય, કે મોટો મે'તો હોય! નારાયણ જાણતો હતો કે આ પેઢીમા હરિકાકાજ અન્નદાતા છે સર્વ કોઇ તેનુ માન જાળવતા, કારણ કે હરિકાકા સર્વને સારી પેઠે રાખતા દરેક માણસને જોઇતી સગવડ અને સુખદુ ખનો આશરો હરિકાકા હતા ખાસ કરીને રસોયો ઘાટી અને બીજા નાના નાના ચાકરો હરિકાકાની મહેરબાનીથી ઉપલક કાઇક પ્રાપ્તિ કરતા તેમ ખાવા પીવામાં પણ ઠરતા તેથી તેઓ હરિકાકાનેજ આધીન રહેતા. હરિકાકા આ પેઢી ઉપર જૂનામા જૂના માણસ હતા મુનીમજીની આહ્ના પણ હરિકાકા તરફ વિશેષ હતી શેઠીયાઓના તો હરિકાકા ઉપર ચારે હાથ હતા મુનીમ-

જીનાં કાઇક કાળાધોળા હરિકાકા ઢાંક પિછોડ કરતા હતા આ પ્રમાણે હરિકાકા પેઢીમા સર્વમાન્ય ધણીરણી જે કહો તે હતા

નારાયણ પેઢીમા રહેવા આવ્યો ત્યારથી આ સઘળુ જાણતો હતો પરંતુ આટલી મોટી પેઢીના આટલા મોટા માણસને તે કાઇ કહી શકતો નહીં ધર્માદાના ગાયને દાત ક્યાથી હોય? જ્યા માડમાડ મળતુ હતુ ત્યાં સારૂ નરસુ વળી કેવુ? નારાયણ આટલી નાની વયે પણ આટલુ સમજતો હતો તે વયનું સમજવુ નહોતુ, અવસ્થાજ મનુષ્યને સર્વ કાઇ સમજતા સમય પ્રમાણે શીખવે છે

પેઢીમા હરિકાકાને એક જૂદી ઓરડી આપવામા આવી હતી તેમા તેનો ટ્રંક, મીછાનુ અને હિસાબના ચોપડા રહેતા પાનતમાકુ અને રસોડા માટે ધાન્યઆદિ ભડાર હરિકાકાની આ ઓરડીમા રહેતો હતો હરિકાકાની આ સ્વતત્ર ઓરડી હતી તેમા બીજુ કોઇ પણ આવી શકતુ નહીં તે થોડુ ઘણુ લખી જાણતો હતો તેથી પોતાના હસ્તકના હિસાબ માટે કોઇની ગરજ ભોગવવી પડતી નહીં શિવાય તેને બહુ નવરાશ મળતી નહીં જ્યારે કાંઇ થોડી એક પણ નવરાશ મળતી ત્યારે તે રામાયણ કે મહાભારત વાચતો હરિકાકા પરમ વૈશ્નવ હતા તેની વય લગભગ ૪૫ ને પહોચી હતી હરિકાકા બ્રાહ્મણ હતા પણ કાઇ ભણેલા નહોતા, અને તેથીજ આમ ભડારીનુ કામ કરતા હતા જૂના માણસ હતા એટલે મોટા કહેવાતા આહી નોકરી કરતા કરતા તેમને ૨૫ વર્ષ વહી ગયા હતા.

હરિકાકાને આવક પણ ઠીક હતી પેઢીમા તેમનો ચાલીસ રૂપીયા પગાર હતો કોઇ આવ્યુ ગયુ આમતેમ હરિકાકાને માસિક સાઠ સીત્તેરનો પગાર પડી જતો હતો રૂની મોસમ, અનાજની નવી મોસમ વગેરે સારી કમાણીના વખતે જે જે આડતીઆઓ આવતા અને સારી કમાઇ મેળવી જતા ત્યારે હરિકાકાને સારી પેઠે આપી જતા તો કોઇ સટોડીયો હરિકાકાને નશીબદાર ગણી પચાસ સો ટનનું અલશી ધઉનુ કામ તેને નામે કરી આપતા અને હરિકાકાના ત્રરમા બસો પાંચસો નાખી જતા હતા હરિકાકા આ ચરકે ચઢયા નહોતા પરતુ કોઇ આપી જાય તો ના શા માટે પાડે ? જે દિવસ હરિકાકાની દ્રષ્ટિ સૌભાગ્ય ક્રમે નારાયણ ઉપર પડી તેજ દિવસે જમી પરવારી કાકા નારાયણને પોતાના કોઠારમા બોલાવી ગયા એક એક કરી ધીમેથી કાકાએ નારાયણની સર્વ હકીકત સાભળી લીધી તેની દુ ખાવસ્થા અને દુ ખની વાત સાભળી હરિકાકા એક નિ શ્વાસ નાખી બોલ્યા—અહા ! જગતમા જેને મા નથી, તેને કાઇજ નથી, નહિતર નારાયણજીભાઇ તમને આટલુ વેઠવુ પડે ? નવી માનો ત્રાસ તો ભાઇ અવધિજ, મેં પણ એ માટેજ નવુ ઘર ન કર્યું

આમ કહેતાં હરિકાકાએ પોતાની સાસારિક અવસ્થા નારાયણને કહી સારાશમા એ કે હરિકાકાને એકજ દીકરી હતી તે કન્યાને સારે ઠેકાણે આપી હતી અને તેજ વર્ષે હરિકાકા રંડાયા હતા તે લગભગ ૫ વર્ષ પહેલાની વાત હતી હરિકાકાએ નવુ ઘર કર્યું નહીં, તેમ કરવાની ઇચ્છા પણ નહોતી હવે ઘર કરીને શુ કરુ ? છોકરીને ઘેર છોકરો

છે, તે સુખી છે હવે મારે વધારે શુ જોઇએ? આપણે તો હવે આ ગંગા કિનારે રાધેકૃષ્ણની માળા જપવાનોજ વખત છે, કેમ નારાયણ, ભાઇ? હવે જૂઓ તમે આવતી કાલથી વેળાસર રસોઇ જમીનેજ કૉલેજે જજો, હુ તમારે માટે બન્દોબસ્ત કરીશ કેવો મજાનો છોકરો છે।

સોમવારથી નવ વાગ્યે રસોઇનો બન્દોબસ્ત થઇ ગયો વળી સાંજે પાછો આવ્યો ત્યારે હરિકાકા નારાયણને નાસ્તો આપવા માંડયા ત્યારે નારાયણે કહ્યું "કાકા મારે માટે આ શું?"

હરિકાકાએ કહ્યું "કેમ આ શું ખોટુ છે? સવારે જરા દાળભાત ફક્ત જમીને ગયા જો, વળી કૉલેજનો આટલો લાંબો રસ્તો તેમાં તો ખાધું હોય તે પણ પચી જાય રાત્રે રસોઇ પણ દસ વાગ્યે થશે તો થોડો નાસ્તો જોઇએને! કૉલેજેથી આવી રોજ કાંઇક નાસ્તો કરવો હો કે! હુ રોજ તારે માટે કાંઇક રાખતો જઇશ

ક્યાં ઘર, અને ક્યાં આ હરિકાકા! તેનુ દયાળુ હૃદય જોઇ નારાયણને તો સર્વ દુઃખ વિસરાઇ જવા લાગ્યાં બરાબર આ વખતેજ તીર્થભ્રમણ કરી વિસનજી શેઠ મુંબઇ આવ્યા સર્વે માણસોએ યથારીતિ માલેકને પ્રણામ કર્યાં નારાયણ પણ તેઓની સાથેજ હતો તેઓ નારાયણને જોઇ બોલ્યા—કેમ નારાયણ તુ આહીં ક્યાંથી? આટલુ બોલતામાજ મુનિમજી કરશનદાસ શેઠે વચમાંજ જવાબ વાળ્યો—રામદાસ ભાઇએ તેને આહી કૉલેજમા ભણવા મોકલ્યો છે શેઠ બોલ્યા—ખરચખાણુ? કરશનદાસે જવાબ આપ્યો—રામદાસભાઇએ લખ્યુ છે કે ચીઠીખર્ચ

લેવો નહીં શેઠ હુકારો આપી ચૂપ રહ્યા તે વખતે તો કાઇ વધારે વાતચીત થઇ નહીં સાંજે જ્યારે નારાયણ કૉલેજથી આવ્યો ત્યારે કરશનદાસે તેને બોલાવી કહ્યુ કે શેઠે કહ્યુ છે કે અહીં સદાવ્રત નથી માંડ્યુ જો અહિ રહેવુ હોય તો વીશીખર્ચ આપવો પડશે હવે તને ઠીક લાગે તેમ કર

આ સાભળી નારાયણ ઉપર આકાશ તૂટી પડ્યુ જેની આટલી મોટી સપત્તિ કે જેના એઠવાડમા પણ પાંચ દશ જણાન પોષણ થાય, તેનો જીવ એક છોકરાને ખવડાવવા જેટલો પણ નથી ચાલતો! શુ કરુ આ મારૂ જ મદભાગ્ય નહીં તો બીજુ શુ? ખરેખર મારા નશીબમાજ નથી કે હુ અભ્યાસ કરુ મનતી મહેનત કરી, અનેક અગવડા અને દુખો સહન કરવા તૈયાર હુ પણ નશિબ તો એ ડગલા આગળનુ આગળજ

---

## પ્રકરણ ૪ થુ



નારાયણ સાંજે હરિકાકાની ઓરડીમા એક ચટાઇ ઉપર પોતાનાં પુસ્તકો સામા રાખી વીલે મ્હોએ બેઠો હતો તેનુ ચિત્ત વાચવામા ખુચતુ નહોતુ હાથમાની ચોપડી બધ કરી એક તરફ મૂકતા નિશ્વાસ નાખતો ગણગણવા માડ્યો—હવે વાચીને શુ કરુ? દરેક ઉપાયો નિષ્ફલ થયા એટલે હવે ખરેખર ભાવિજ ઉલટુ છે મારે કર્મે વધારે વિદ્યા લખાયેલી નથી તે કેમ મટે! નારાયણ ચૂપ બેસી આકાશ અને પાતાળના વિચાર કરતો હતો તેજ વખતે

હરિકાકા કાંઇક કામકાજે બહાર ગયા હતા, તે આવ્યા અને નારાયણને આમ પડી ગયેલ મ્હાએ બેઠેલો જોઇ બોલ્યા—નારાયણભાઇ આમ કેમ બેઠા છો ? વાંચતા-એ નથી !

નારાયણ બોલ્યો—હવે વાંચીને શુ કરૂ ?

હરિકાકા—કેમ વાંચીને શુ કરૂ એટલે ?

નારાયણ બોલ્યો—તમે સાભળ્યુ નહીં ? વસનજી શેઠે કહ્યુ કે ફીશી ખર્ચ પાચ રૂપીયા આપવા પડશે નહીંતર રસ્તે પડ તો હુ માસિક પાચ રૂપીયા ક્યાથી લાવુ ?

હરિકાકા—મને તો ખબર પણ નથી તમને કોણે કહ્યુ ?

નારાયણ—મને તો મુનિમજીએ શેઠનો હુકમ સભળાવ્યો

હરિકાકા જરા વિચાર કરી ઉત્સાહ આપવા સહેજ મ્હો મલકાવતા બોલ્યા—અરે ગાંડાભાઇ બસ એટલુ જને ! પાચ રૂપીયા આપવા પડશે એટલા મારૂ આમ અભ્યાસ પણ છોડી દેવા તૈયાર થયા છો ?

નારાયણ બોલ્યો—કાકા હુ ગરીબ માણસ છુ હુ પાચ રૂપીયા પણ ક્યાથી લાવુ ? આમ કહેતા તે રડી પડયો

હરિકાકા બોલ્યા—શા માટે આટલુ બધુ રડે છે ? રૂપીયાનું કહે છે તો તે થઇ રહેશે તુ તેની શા માટે ફીકર કરે છે ? તુ અભ્યાસમા ચિત્ત લગાડ !

નારાયણ બોલ્યો—પરંતુ કાકા રૂપીયા ક્યાંથી લાવુ ? મારા બાપુ એક પાઇ પણ આપતા નથી

હરિકાકા—તે મને ખબર છે નારાયણભાઈ તમારે માટે મારાથી જે બનશે તે મદદ કરીશ તમે હવે બેફિકર

રહો તમારે માટે હું સંભાળી લઇશ, પછી કાંઇ?

નારાયણની આંખોમાં પાણી ભરાઇ આવ્યાં તે કાંઇ પણ બોલી શકયો નહીં બસ! નિરાધારને ઇશ્વરજ એક માત્ર આધાર છે નહીંતર કયાં આ છોકરો, કાંઇ નહીં સગો કે વ્હાલો, તેને માટે હરિકાકાના હૃદયમાં કોણે આવી આટલી દયાનો સંચાર કર્યો!

હરિકાકા નારાયણને ચૂપ બેઠેલો જોઇ બોલ્યા—નારાયણભાઈ! હવે તમને કહું છું કે બેફિકર રહો હવે ચિત્ત દઇ અભ્યાસ કરો તમને મે કહ્યું છે કે મારે ફક્ત એક દિકરીજ છે, જે કાંઇ મારી પાસે છે તે તેને માટે ચાલશે હવે તમોને ભણાવવાનો ભાર મારા શિર ઉપર લઉં તો શું એમાં મોટો ખર્ચ છે? તમે સારા માણસના દિકરા, તમે કયાંથી? તમે મને શું ભારે પડશો?

નારાયણ શું જવાબ આપવો શું ન આપવો તે વિચારી રહ્યો હરિકાકા પોતાના કાંઇક કામે બહાર ચાલ્યા ગયા

પેઢી ઉપર સૌ જમી પરવારે ત્યાં તો બારના ટકોરા પડતા નારાયણ અગ્યાર વાગ્યે ખાઇ પીને સુઇ જતો, પરંતુ આજે તો તેને નિદ્રા આવતી નહોતી અનેકવાર ડાબા જમણા પાસા ફેરવ્યા પણ આંખ લાગી નહીં એટલે બહાર આવી હરિકાકાની ઓરડીની બહાર જે બાકડો પડયો હતો તેના ઉપર આવીને બેઠો

હરિકાકાએ નારાયણને સાંજથી વારવાર આવતા જતા બેઠેલો જોયો પણ કાંઇ બોલ્યા નહીં પેઢીમાં જમવા જૂઠવાનું પરવાર્યા પછી હરિકાકાએ આવી નારાયણ પાસે બાકડા ઉપર બેસી નારાયણને પૂછયું--કેમ નારાયણભાઈ હજી સૂતા નથી?

નારાયણે કહ્યુ—કાકા આજે નિદ્રાજ આવતી નથી, એટલે શુ કરૂં આહિ આવીને બેઠો. જૂઓ તમારૂ નામ લઇ બોલાવવુ મને ઠીક લાગતું નથી અને તમે પણ મને નારાયણભાઇ કહીને બોલાવો છો, તો હુ તો ગરીબ છુ હૂ કોઇ મોટો માણસ કે શ્રીમતનો દિકરો નથી

હરિકાકા બોલ્યા—ત્યારે શુ ગરીબમા મોટાઇ હોતી નથી? પૈસાદારને કાઇ મોટાઇનો ઇજારો નથી મળ્યો તુ ભણીગણી મોટો થા એજ તારી મોટાઇ જે એક ગરીબ છોકરાને પોષી શકતા નથી તે મોટા શાના? હવે જવાદે એ વાત મારૂ નામ લઇ બોલાવવુ ન ગમતુ હોય તો તને જે ઠીક લાગે તે કહી બોલાવજે હુ તને નારાયણ કહીને બોલાવીશ

નારાયણ—આજથી હુ તમને કાકા કહીને બોલાવીશ આજથી તમે મારા ખરા કાકા! નારાયણભાઇ-ના—ના-નારાયણ હુ આજ સાજથી એક વાતનો વિચારજ કર્યા કરૂ છુ, કે મહિને પાચ રૂપીયા આપવા અને વળી આટલા દુ:ખમા રહેવુ તે મને તો તારે માટે ઠીક લાગતુ નથી આહિથી કૉલેજ પણ બહુ દૂર છે, જતા આવતા રસ્તો કેટલો લાબો છે જો આ તારા ગામનાજ શેઠીયા છે તેને વીશીખર્ચ આપી આહિ રહેવુ તે કરતા બીજી જગ્યાએ જઇ રહેવુ સારૂ તો સાભળ તારી કૉલેજ નજીક બીજા છોકરાઓ રહેતા હોય તેવી જગ્યામા જઇને રહેવાનો બદોબસ્ત કર તુ આહીં રહીશ તો મારી નજર આગળજ હઇશ, પરતુ હુ તો ગમે તેવો પણ એક નોકર માણસ, આહીં હુ તારે માટે ખાસ કાઇ કરી શકુ નહીં આહિથી

ડુચાકુચ બે કોળીયા ખાઇ આટલે દૂર વેળાસર જવુ અને પાછુ છેક રાત્રે અગ્યાર વાગે જમવા પામે છે તે મને તો ઠીક લાગતુ નથી આ બોજો તારૂ કોમળ શરીર ખમશે નહીં તો મારી તો ઇચ્છા એવી છે કે કોઈ લૉજ અગર છોકરાઓ રહેતા હોય તેવી સારી બૉર્ડીંગમા જઇને રહે ત્યા વળી કેટલો ખર્ચ આવશે બહુ તો પદર કે વીસ, જે આવશે તે હુ દર માસે આપતો જઇશ ઉપરાત પણ જે કાઇ ખર્ચ થશે તે સર્વે હુ આપીશ પાચદશ દિવસે તુ આહ્ની આવી મને મળી જજે, પાચે પદરે હુ પણ ત્યા આવતો જતો રહીશ, કેમ એ ઠીક પડશેને ?

નારાયણ તો હરિકાકાનુ આટલુ મોટુ દીલ જોઇ અવાક્ થઇ તેના સામુજ જોઇ રહ્યો આ માણસ છે કે દેવતા ? તેની આખોમા પાણી આવી ગયા, તેની મરી ગયેલી મા યાદ આવી તે આટલો સ્નેહ ઝીલી શક્યો નહીં——આટલુ હેત પોતાની મા મરી ગયા પછી કોઇની પાસેથી તે પામ્યો નહોતો, આજ દિવસ સૂધી જોયુ પણ નહોતું

તેને મુગો જોઇ હરિકાકા બોલ્યા——કેમ બોલતો નથી ? કેમ મે કહ્યુ તે કાઇ ઠીક લાગ્યુ નહી ? મારાથી છુપાવીશ નહીં, તારી ઇચ્છા શુ છે તે કહે.

નારાયણ આખોના પાણી લુછી બોલ્યો—હરિકાકા, તમે મારા પૂર્વજન્મમા કોણ હશો ? મારી મા મરી ગયા પછી હુ કોઇ પાસેથી પણ આટલો આદર પામ્યો નથી કેટલી મહેનતે રામદાસશેઠ પાસેથી આહિ મુબઇ આવવા પામ્યો છુ આહી મારૂ કોઇ પણ નહોતુ કોઇ સગુ

પણ નહોતું તો તમે કોણ જાણે ક્યાંથી આવ્યા ? મને તો તેજ વિચાર થાય છે હું તમારો શું થાઉં ? કે તમે મારે માટે આટલો ખર્ચ ઉપાડવા તૈયાર થયા છો ? તમે—

તેને બોલતો રોકી હરિકાકા બોલ્યા—અરે કોણ કોના બાપા ને કાકા, આ જગતમા કોઇ કોઇનું નથી એતો પરમાત્માના કામ પરમાત્માજ કરે છે તેણેજ તને મારી પાસે મોકલ્યો છે હું મૂર્ખ અભણ હું શું જાણું કે હું તને મદદ કરૂ છું—મારી શું તાકાત! હું પણ પારકી નોકરી કરૂ છું હું શું મદદ કરી શકું ? તેના કામ તેજ કરે છે, તેજ આપનારો છે, તે મને આપી તેમાથી તને આપવા પ્રેરે છે, હું તો વચમા નિમિત્ત માત્ર છું વારૂ હવે એ વાત જવા દે અને સૂઇ જા, જો સાડાબાર વાગ્યા છે કાલે કોઇ બોર્ડીંગમા છોકરાઓ સાથે રહેવાનો સારો સગાઇ શોધી લેજે જે જે વસ્તુઓ ત્યા જોઇએ તે મને કહેજે એટલે સર્વે અપાવી દઇશ આજે તો હવે સૂઇ જા બહુ મોડુ થયું છે, વધારે જાગીશ તો તબીયત બગડશે

નારાયણ ત્યાથી કાકાની આજ્ઞાથી ઉઠી પથારી ઉપર જઇ સૂતો, પરંતુ નિદ્રા આવી નહીં તે તો વિચારજ કરતો હતો કે હું જેને આશ્રરે આવ્યો તે કેટલા સશક્ત માણુસ છે જેના એઠા જુઠામા હું નભી જાઉં તેઓ તો મને ધક્કો મારે છે, અને હરિકાકા મારા કોણ, જે બે મહિના પહેલા તો મને ઓળખતાએ નહીં હોય, તે આજે આશ્રરો દેવા તૈયાર થયા છે ! આ બેઉમા મોટો કોણ ? શેઠ કે તેનો આ નાચીજ નોકર ?

# પ્રકરણ ૫ મુ



નારાયણ વાણીઆનો દિકરો કરકસરથી ઝીણી નજરે સમયાનુસારજ રહેતો હતો કૉલેજમા અનેક વિદ્યાર્થીઓ હતા પરતુ ગરિબ નારાયણ કોઇની સાથે વાતચીત કરવાનું સાહસ કરી શકતો નહીં આટલા દિવસમા એક પણ છોકરા સાથે તેને પરિચય થયો નહોતો કારણ કે ફાટેલ-તુટેલ કપડા અને ગરિબ વેષ તેથી કોઇ તેની સાથે બોલવા ઉત્સુક થયુ નહોતુ

જે રાત્રે ઉપર પ્રમાણે વાતચીત થઇ, તેને બીજે દિવસે વેળાસર જમી નારાયણ કૉલેજે ગયો કોલેજમા તે સૌથી છેલ્લે બાકડે બેસતો, સામે કોઇ બાકડો ખાલી હોય તો પણ તે આગળ જઇ બેસતો નહીં—તે જાણે કદાચ કોઇ તેને ત્યાથી ઉઠાડી મૂકશે તો ! મુબઇના છોકરાઓના હાવભાવ, ચાલચલણ અને સફાઇ જોઇ બિચારો નારાયણ તો દબાઇજ ગયો હતો આમ પોતા માટે તો તેણે છેલ્લી જગ્યાજ નક્કી કરી રાખી હતી આપણે વાત કરીએ છીએ ત્યારે બપોરે બે વાગ્યાની રજાનો વખત હતો શેઠ શાહુ-કારના છોકરા નાસ્તોપાણી કરવા ગયા હતા કોઇ વળી ક્લાસમા આવજા કરતા કે ગપાટા મારતા હતા નારા-યણ આ કલાકની રજામાં પણ ક્યાએ જતો નહીં. ને જે કાંઇ વાચવા લખવાનુ હોય તે આ વખતમા કરતો

આજે કેટલાએક દિવસ પછી પોતાના જેવો એક સાદો છોકરો પોતાની પાસે આવીને બેસતો હતો. તે પણ

પોતાની માફક ગુપચૂપ અભ્યાસ કરતો, કોઇની સાથે વાત ચીત પણ કરતો નહોતો તેની સાથે નારાયણ પણ કાંઇ બોલ્યો નહોતો તેમ આજસૂધી તે છોકરો પણ કાંઇ બોલ્યો નહોતો આજે નારાયણને બોલ્યા વગર ચાલે તેમ નહોતુ —આજે તો તેને પોતાને રહેવા માટે જગ્યાની તપાસ કરવી હતી એટલે હીમત એકઠી કરી નારાયણે તે છોકરાને પૂછ્યુ—મીસ્ટર આપ આહીં મુબઇમાંજ રહો છો

તે છોકરો ઘડીભર નારાયણ સામુ જોઇ રહી બોલ્યો, —કેમ! એમ કેમ પૂછો છો?

નારાયણે કહ્યુ—મારે જરા કામ છે તેથીજ પૂછુ છુ

તે છોકરો બોલ્યો—શુ કામ છે? કહો ને ખુશીથી

નારાયણે કહ્યુ—આહીં કૉલેજ નજીક કોઇ સારી બોર્ડીંગમા જગ્યા હોય તો મારે રહેવા આવવુ છે મારે દૂરથી આવવુ પડે છે, અને જ્યા રહુ છુ તે એક પેઢી છે ત્યાથી આવવાની મને બહુ અગવડ પડે છે તેથીજ આપને કોઇ બોર્ડીંગ માટે—

તે છોકરો નારાયણ વાત પુરી કરે તે પહેલાજ બોલી ઉઠયો—નારે ભાઇ મારૂ આહીં ઘર નથી, હુ કાઠીયાવાડમા રહુ છુ હું આહીં બોર્ડીંગમા રહુ છુ આહીં નજીકજ છે તમારે આવવુ હોય તો આવો ખુશીથી, મારી ઓરડીમાજ એક જગ્યા ખાલી છે તમે આવો તો બહુ સારૂ આપણને સગાથ થાય આપનુ નામ શુ?

નારાયણ બોલ્યો—મારૂ નામ નારાયણ

તે છોકરો બોલ્યો—મારૂ નામ અમૃતલાલ જ્ઞાતે વાણીયો છું મને ૫૬ર રૂપીયા સ્કોલરશીપ મળે છે, અને

મારા બાપા દસ રૂપીયા આપે છે, તેમાં મારૂ ઘણી ખુશીથી પુરૂ થાય છે કાંઇક તેમાથી બચી પણ જાય છે

નારાયણે કહ્યુ—તમને ત્રીસ રૂપીયા ખર્ચ લાગે છે હુ એટલા કેમ આપી શકુ ?

અમૃતલાલ બોલ્યો—કેમ તમારા બાપા વીસ પચીસ રૂપીયા નથી આપી શકતા ?

અરે મારા બાપુ તો એક પૈસો પણ નથી આપતા આહીં મને એક કાકા ભેટી ગયા છે, પણ તે આટલા રૂપીઆ કેમ આપી શકશે ?

અમૃતલાલ—તેઓ શુ કરે છે, શુ પગાર મેળવે છે ?

આ પ્રશ્નનો જવાબ આપવામા નારાયણને કાંઇક છુપાવવુ ઠીક લાગ્યુ કોણ જાણે વખતે પોતાનો કાકો એક પેઢીમા ભડારી છે તે સાભળીને બોર્ડીંગવાલા ગરીબ જાણી દાખલ ન કરે તો ? પણ બીજી ક્ષણે પોતાની નિર્બળતાને એક બાજુ ફેંકી તેને લાગ્યુ કે શા માટે છુપાવવુ ! હરિકાકા જેવુ આ વખતમા કોણ થઇ શકશે જોઉં ! ગમે તે કરતા હોય તેમા ક્યા કોઇના બાપનુ હતુ' આમ વિચાર કરી તે બોલ્યો—મારા કાકા આહીં એક પેઢી ઉપર ભડારી છે, ને મારૂ ખર્ચ આપે છે

નારાયણને જે બીક હતી તે ખોટીજ હતી અમૃતલાલ જરા હસીને બોલ્યો—નારાયણભાઇ ! તમે જવાબ દેતા પહેલા જરા વિચારમા પડ્યા હતા ખરૂ ને ! તમારા કાકા ભડારી છે તેમ કહેતા તમને જરા શરમ લાગતી હતી હુ કાઠીઆવાડના એક ગામડાનો રહીશ છુ એટલે મને તો તે બાબતનુ કાંઇ નહીં પરતુ આહીં મુબઇ શહેરના છોકરાઓ

તો તમારી વાત સાભળી મુગાઇજ જાય વારૂ હવે તમારે ક્યારથી રહેવા આવવુ છે? હું તમને સૌ ઠીકઠાક કરી દઇશ તમને કૉલેજની ચોપડીઓ સર્વ લઇ મળી માડ વીસ રૂપીયા ખર્ચ આવશે કદાચ એકાદ બે ઓછા થશે પણ વધારે ખર્ચ તો નહીંજ આવે પછી શુ? તમે આજે મારી સાથે આવી અમારી બૉર્ડીંગ જોઇ જજો, પછી તમને ઠીક પડે ત્યારે આજે કાલે કે બે દિવસ રહીને ગમે ત્યારે રહેવા આવજો

નારાયણે કહ્યુ–બરાબર આજેજ હુ બૉર્ડીંગ જોઇ જાઇશ પણ રહેવા આવવુ કે ન આવવુ તે મારા કાકાની મરજી ઉપર છે હુ મારા કાકાને પૂછી કાલે જવાબ આપીશ

અમૃતલાલ–ભલે તેમ કરજો

સાજે કૉલેજમાથી છુટી નારાયણ અમૃતલાલ સાથે તેની બોર્ડીંગે ગયો આહીં ઘણા ખરા ગુજરાતીજ હતા અમૃતલાલે ત્રણ ચાર છોકરા સાથે નારાયણનો પરિચય કરાવ્યો તેઓએ નારાયણને ચાહ પાણીનો આગ્રહ કર્યો પણ નારાયણ કાઇ ન લેતાં બોલ્યો–કાલે આવીશ ત્યારે વાત!

પેઢી ઉપર આવી નારાયણે હરિકાકાને સર્વ વાત કહી તે સાભળી હરિકાકા બોલ્યા–બહુ સારૂ, બે પાચ રૂપીયા વધારે ઓછાની ફીકર નહીં, પરતુ સગાથ કેવો છે? મકાન કેવુ છે? રસોઇઓ અને બૉર્ડીંગનો માલેક કેવો છે તે મારે જોવુ છે તે જોયા શિવાય ચાલેજ નહીં ભાઇ મુબઇ બહુ ખરાબ શહેર છે તને જ્યા ત્યા રાખી શકાય નહીં

નારાયણે કહ્યુ—તમે પેઢીનુ કામકાજ મૂકી મારી સાથે કેવી રીતે આવી શકશો ?

હરિકાકા જરા વિચાર કરી બોલ્યા—વારૂ તમને છૂટી ક્યારે મળે છે ? અઢી વાગ્યે કેમ ! તો જો બરાબર અઢીને શુમારે હુ તમારી કૉલેજના દરવાજે આવીને ઉભીશ અને ત્યાથી આપણે સાથે જોવા જઇશુ

નારાયણે કહ્યુ—હુ અમૃતલાલને સાથેજ લાવીશ

આ પ્રમાણે નક્કી થયુ બીજે દિવસે કૉલેજે જઇ તેણે અમૃતલાલને કહ્યુ—આજે મારા કાકા તમારી બોર્ડિંગ જોવા આવશે, તેઓ બરાબર અઢી વાગ્યે આહીં આવશે તેઓને સાથે લઇ આપણે બોર્ડિંગે જઇશુ અને ત્યા સઘળુ નક્કી થશે તેઓ સમતિ આપશે તો બે ત્રણ દિવસમા જે કાઇ લેવાનુ હશે તે લઇ લેવાશે, તેમને બોર્ડીંગ પસદ આવવી જોઇયે !

---

## પ્રકરણ ૬ ઠ્ઠું



અઢી વાગ્યે કૉલેજ પુરી થઇ નારાયણ અને અમૃતલાલે બહાર આવી જોયુ તો હરિકાકા દરવાજા પાસેજ ઉભા હતા હરિકાકાના ડ્રેસમા સાધારણ ધોતીયા ઉપર એક મોટુ પહેરણ મેલો દુપટ્ટો ખભે પછેડી અને પગમા ચપલ હતા

નારાયણે અમૃતલાલને કહ્યુ—અમૃતલાલભાઇ આ મારા હરિકાકા !

અમૃતલાલ હરિકાકાને પગે લાગવા જતો હતો તેટલામા તેના હાથ પકડી હરિકાકા બોલ્યા—અરે આ શુ કરો છો ભાઇ, સુખી રહો અમૃતલાલભાઇ તમારા નારાયણ બહુ વખાણ કરતો હતો તમને જોઇ હુ બહુ રાજી થયો છુ તમોને જોઇ હવે તમારી સગાથે નારાયણને રાખવામા મને કાઇ પણ ફિકર નહીં રહે મુબાઇમા અનેક પ્રકારના માણસો પડયાં છે તેમા કોણ સારો અને કોણ ખરાબ તે ખબરજ ન પડે માટેજ આવ્યો છુ હવે ચાલો આપણે બોર્ડીંગ જોઇ આવીયે

તેઓ વાતો કરતા બોર્ડીંગે પહોચ્યા હરિકાકા ત્યા સર્વે સાથે હસીને વાત કરવા લાગી ગયા, અને સર્વે છોકરાઓ પણ હરિકાકાની વાતોચીતોમા રાજી રાજી થઇ ગયા હરિકાકા એક સાધારણ માણસ છે, તેમ કોઇને મનમા આવ્યુ જ નહીં, અમૃતલાલે પણ કાઇ વાત કરી નહીં

વાતોચીતો કરી થાક્યા એટલે હરિકાકા બોલ્યા—બધુ મજાનુ છે, પણ ભાઇ જેમના હાથમા તમારા પ્રાણ છે તે રસોયો કયાં? આજે મુબઇમા એક ખાવાપીવાનુજ તપાસવાનુ છે

હરિકાકાની વાતોથી છોકરાઓ તો હસી પડયા એટલામા "કડછી ધર" આવી પહોચ્યા, તેને જોઇ હરિકાકા બોલ્યા–તમેજ રસોઇ કરો છો મહારાજ!

મહારાજે માથુ ધુણાવતા હા નો જવાબ વાળ્યો

હરિકાકા બોલ્યા—બહુ સારૂ મહારાજ, જૂઓ આ મારા ભત્રીજાને આહીં રાખનો છે મારો સોના જેવો દિકરો છે તેના તરફ માયા મમતા રાખજો હો!

મહારાજે કહ્યું—તે બાબત તમો બેફિકર રહો. સર્વે છોકરા મારા તો પ્રાણુજ છે અને છોકરાઓ પણ મારી સારી આમાન્યા રાખે છે મને તો નાનામોટા સર્વે સરખા-જ છે, ભાણા ઉપર બેઠા તેમા તો સર્વે સરખા ત્યા હું ભેદજ રાખતો નથી

હરિકાકા બોલ્યા—તમને જોયા, હવે તમારા શેઠ કયારે આવશે ? એટલે તેમને પણ મળી જાઉ

મહારાજ બોલ્યા—અરે તેઓ તો છેક પાચ વાગ્યે આવશે

હરિકાકા—ત્યારે તો આજે તેમના દર્શનનો લાભ નહીં મળે, કોઇ દિવસ વાત હવે અહીં રહેવા માટે નારાયણને શુ શુ જોઇશે તેનુ કોઇક લીસ્ટ તો કરી લો ભાઇ ! તે પણ તુરતમાં લેવુ તો પડશેને ? શુ કિમત થશે તેનું ખર્ચ સહીત લીસ્ટ કરી આપો એટલે તેપણ આજકાલમાજ લેવાઇ જાય

એટલે બે ત્રણ છોકરાઓ મળી ચીજ વસ્તુઓનુ લીસ્ટ કરવા માડયા નારાયણનુ કાઇ પણ ચાલ્યુ નહીં અને લીસ્ટ પ્રમાણે સર્વ ચીજ લેવાનું નકી થયું ચાર વાગ્યાને શુમારે તેઓ બોર્ડિંગની બહાર નીકળ્યા રસ્તે ચાલતા નારાયણે કહ્યુ—કાકા આતો વધારે પડતું ખર્ચ થાય છે લગભગ પીસ્તાલીશ પચાસ રૂપીયાનો સરવાળો થવા આવે છે બેચાર ચોપડીયો પણ હજી વધી જશે. ના, ના, કાકા આટલો ખર્ચ આપણે કરવો નથી તમે દર મહિને પેઢી ઉપર વીશી માટે રૂપીયા આપતા જજો મારે તમોને નાહક આટલા ખર્ચમા ઉતારવા નથી

હરિકાકા બોલ્યા—એ હવે હું તુને પૂછતો નથી! મે આવા રૂપીઆ કઇંક આડા અવળા ઉડાવ્યા છે તુ હવે કાંઇ વિચાર કર નહિ ચાલ

નારાયણ વધારે કાઇ બોલી શક્યો નહિ

---

## પ્રકરણ ૭ મુ



પેઢી ઉપર આવી હરિકાકાએ નારાયણને કહ્યુ–જો આજે તારે શેઠને કાંઇ કહેવા જવાની જરૂર નથી અહીં એવી બધી કાઇ તારી ચીજ વસ્તુ પણ નથી જે જે ચીજો લેવાની છે તે લઇ, કાલે તારી બોર્ડિંગે રાખી આવજે અને પછી પરમ દિવસે શેઠને જે ઠીક લાગે તે કહી દેજે. મારૂ નામ લેજે નહીં એટલુ કહેજે કે અહીંનો ખર્ચ મારાથી આપી શકાય તેમ નથી તેથી મે બીજી જગ્યાએ મારી ગોઠવણ કરી લીધી છે

નારાયણે કહ્યુ—કાકા અહીં ઠીક છે હો! તમારી પાસેને પાસે અને ખર્ચ પણ ઓછો તમે હર માસે આટલો ખર્ચ આપવા તૈયાર થયા છો તો કાકા હુ તમારો કોણ?

હરિકાકા બોલ્યા—કાઇ નહીં, કોણ કોનું છે? તુ મારો કોઇ નહીં અને હુ તારો કોઇ નહીં પરમાત્માએ તને મને સોપ્યો છે, હુ તો તેની ચીઠ્ઠીનો ચાકર છુ ભાઇ! અરે મે અહકેલીમા કેટલુ ફિટાવ્યૂ છે તેનો કાંઇ પણ હિસાબ નથી

હવે એ વાતો જવા દે. આવતી કાલે હુ તને પચીસ રૂપીયા આપીશ તુ આવતી કાલે તારા મિત્રને સાથે લઇ જે જે વસ્તુઓ જોઇએ તે લાવજે જો સાભળ તારે અહીંથી ગયા પછી કોઇ દિવસ પાછું પેઢી ઉપર આવવુ નહીં. હુ વારવાર તારી સભાળ લેતો રહીશ તને મારી કાંઇ જરૂર પડે અને હું ન આવી શક્યો હોઉં તો મને કાગળ પત્ર લખવો નહીં આજે સાંજે હુ તને એક ઠેકાણુ બતાવીશ ત્યા આવી જે કાઇ જોઇતુ હોય તે માગી લેજે

નારાયણે પૂછ્યુ—તે વળી કયુ ઠેકાણુ કાકા !

હરિકાકા જરા હસી પડતા બોલ્યા—તે હવે તું આવીશ ત્યારે ખબર પડશે છતા સાભળ હમણાજ કહી દઉં તને મે કહ્યુ કે હુ આમતેમ આડા અવળો કેટલોએ ખર્ચ કરી નાખુ છુ, તો જો જ્યારે મારી ઉંમર હતી, હાથમા સારી પેઠે પૈસા આવતા ત્યારે મારાં લક્ષણો સારાં નહોતા ને વખતે મને એક ઉપવસ્થી નેડો લાગ્યો હતો જો ! હવે મને તે વાસના રહી નથી, છતા પણુ હુ તેને ત્યજ શક્યો નથી તેને દર માસે હું પોષણુ પુરતુ આપુછુ ( પણુ હવે વાસના રહીત થઇ ગઇ છે, હુ જે આપુ તેનાથી સતોષ માને છે, અને તેની પાસે પણુ કાંઇક છે તેને જોતાજ તને એક વખત ખોટી વાતજ લાગશે મં તેના ઉપર હવે વાત્સલ્યભાવ રહ્યો છે તે મને હવે પૂર દષ્ટિથી જોતી નથી—ને પણુ ભક્તિ ને શ્રદ્ધાની દષ્ટિથ મને જૂએ છે તારી વાત કરી ત્યારે તો તે તને પોતાન ઘેરે રાખવા માગતી હતી, પણુ મેજ ના પાડી. તુ વિદ્યાર્થ તું ત્યાં સારો લાગે નહીં તેણે પણુ નાનપણુમાં અને

કર્મો કર્યાં છે પણ હવે તે પણ સાધુ હૃદયની બની ગઇ છે

હરિકાકાની વાત નારાયણને પહેલા તો ઠીક લાગી નહીં એક વેશ્યાને ઘેર કેમ જવુ ? પરતુ બીજી ક્ષણે તેને થયુ કે જે પોતાને દુખને સમયે સહાય કરવા તૈયાર થયા છે, જેને કાકા કહ્યા છે, તે પોતાને જ્યા લઇ જાય ત્યાં જવુ જોઇએ એટલે કઇ ત્રણપાચ ન કરતાં તેણે કહ્યુ, વારુ સાજે જઇશુ

સાજે કાકો ભત્રિજો બહાર નીકળ્યા પેઢીમાથી બહાર નીકળતા નારાયણે પૂછ્યુ–કાકા કેટલેક દૂર છે ?

હરિકાકા—અરે નજીકમાજ છે, એક મૂકી બીજી ગલીમાં

એટલામા તો તેઓ બીજી ગલીમા જઇ પહોચ્યા બે ઘર મૂકી ત્રીજુ ઘર આવતા તેઓ દરવાજા આગળ અટક્યા, તે ઘર અદરથી બધ હતુ હરિકાકાએ ધીમેથી તે ઘરની સાકળ ઠોકી, થોડીવારમા એક સ્ત્રીએ આવી દરવાજો ખોલ્યો હરિકાકાએ નારાયણને કહ્યુ—આવ નારાયણ ! ત્યાર પછી તે સ્ત્રી તરફ જોઇ કહ્યુ—દુર્ગા આજ નારાયણ મારો ભત્રિજો

દુર્ગા તે સાભળી બોલી—આવ ભાઇ આવ આજે કેટલા દિવસ થયાં તારા કાકા તારી વાતો કરે છે પણ આજે માંડ માડ તને તેડી લાવવાનો વખત આવ્યો

હરિકાકાએ જવાબ આપ્યો—અરે પેઢી ઉપર હમણાં જરા વધારે કામકાજ હતુ ત્યાર પછી જોને નારાયણ માટે બોર્ડિંગ પણ જોઇ આવ્યો બોર્ડિંગમા સગાથ પણ બહુ મજાનો છે આવતી કાલથીજ બોર્ડિંગમાં રહેવા

જશે અહા! પેઢી ઉપર બિચારો કેવો દુખી થાય છે? આટલા દિવસમા તે કોઇ દિવસ બે વખત જમવા પણ પામ્યો નથી

દુર્ગા નારાયણ સામુ જોઇ બોલી—અહા! આટલું-દુખ તારાથી કેમ ખમાયુ ભાઇ! હવે તું જરા પણ મુઝાઇશ નહીં હો! હરિકાકા તરફ જોઇ બોલી–જૂઓ તો ખરા છોકરો કેવો સુકાઇ ગયો છે

હરિકાકા બોલ્યા—તેની મા મરી ગઇ એટલે બાપને દિકરાથી પણ સગાઇ ગઇ છે

દુર્ગા બોલી—નવી મા એટલે કાઇ થોડી વાત છે? એ તો જેને વીતી હોય તેનેજ ખબર! ભાઇ કૉલેજેથી આવ્યા પછી તે શુ નાસ્તો બાસ્તો કર્યો?

નારાયણ—આજે બોર્ડિંગેજ નાસ્તો કર્યો હતો.

દુર્ગા વચ્ચે ચાલીસ ઉપર પહોચી હતી હરિકાકાએ કહ્યુ હતુ તેમ દુર્ગાને જોતાજ તેના ઉપર ભક્તિ ઉત્પન્ન થાય તેવીજ હતી ઓરડામા બે ખુરશીઓ પડી હતી, તે તરફ બતાવતા દુર્ગા બોલી—બેસ ભાઇ બેસ તમે પણ બેસોને હરિદાસ!

તેઓ બેઠા દુર્ગા એક એક કરી નારાયણને તેના ઘરની હકીકત પૂછવા લાગી. તે એવા તો વાત્સલ્યથી પૂછતી હતી કે નારાયણને સર્વ કાઇ હકીકત કહેવી પડી ઘેરે નવી માના ત્રાસની વાત જ્યારે નારાયણે કરી ત્યારે તો દુર્ગાને આંસૂ આવી ગયા ત્યારે નારાયણને લાગ્યુ કે આવી દયાળુ તે શુ એક વેશ્યા સભવે? દેશમા વેશ્યાઓ સાભળી છે, મુબાઇમા પણ અનેક છે તેઓને જોતા ભય

અને તિરસ્કારજ આવે પણ આના તરફ તો ભક્તિ ભાવ ઉત્પન્ન થાય છે હરિકાકા મારી મજાક કરવા તો અહીં નહીં લાવ્યા હોય?

નારાયણ આવા વિચાર કરતો હતો, તેટલામા હરિકાકા બોલ્યા–નારાયણ તું બેસજે, હુ પેઢી ઉપર જાઉં છુ મને મોડુ થાય છે તુ રસ્તો તો જાણે છેને? એક ગલી મૂકી બીજી ગલીના નાકા ઉપરજ આપણી પેઢી હવે જ્યારે તારે કાંઇ જરૂર પડે ત્યારે અહીં આવવુ

નારાયણ બોલ્યો—હુ પણ આવુ છુ હવે આ ઘર શોધી લઇશ એમ કહેતો નારાયણ પણ ઉઠયો

દુર્ગા બોલી—નારે ભાઇ તુતો બેસ હરિદાસ કાઇક નાસ્તો તો લઇ આવો! પેઢી ઉપર તો છેક બાર વાગે જમવાનું થશે તમે વિચાર તો કરો! છોકરો કેમ આટલો વખત ભૂખ્યો રહી શકશે?

નારાયણ બોલ્યો—મને ભુખ નથી લાગી હુ તો ગરિબ માણસ છુ મે તો હરિકાકાને કહ્યુ કે મને પેઢી ઉપર તમારી પાસેજ રહેવા દો, બોર્ડિંગમા કેટલો બધો ખર્ચ આવશે, પણ મારૂ તો સાભળતાએ નથી

દુર્ગા બોલી—ના ભાઇ! તારા કાકા જે કરે છે તે ઠીક કરે છે. શેઠ આટલા મોટા થઇ એક ગરિબ છોકરાને પણ નથી પાળી શકતા, એવા નિર્દય પાસે કેમ રહેવાય? તુ બોર્ડિંગેજ રહેજે અરે હરિદાસ તમે નાસ્તો તો લઇ આવો!

નારાયણ—ના આજે નહીં હવે કયા એક દિવસનુ છે? હું તો હવે વારવાર આવવાનો છુને?

દુર્ગા—ભલે એમ કરો જો ભાઇ કાલેજ પાછો

આવજે તને જોઇ મને તો એમજ થાય છે કે જાણે મારા પેટનોજ દિકરો પૂર્વ જન્મે તું મારો દિકરોજ હોઇશ.

નારાયણ—જરૂર એમજ હશે, નહિતર ગામમા ઘણા રખડે છે પણ હરિકાકાએ મારોજ હાથ કેમ પકડયો ?

હરિકાકા બોલ્યા—અરે ભાઇ એમા હાથ તે શુ પકડયો, મે કહ્યું નહીં કે પરમેશ્વરેજ તને અમારી પાસે મોકલ્યો છે તુંજ મારો દિકરો !

દુર્ગા પણ બોલી ઉઠી—હાહા એમજ ! કોણ કોનું કરે છે ભાઇ ! બધી ઇશ્વરની માયા છે

નારાયણ ને હરિકાકા સાથે બહાર નીકળ્યા નારાયણ બોલ્યો—કાકા આ વેશ્યા તો નથી લાગતી, તમે મારી મજાક તો કરતા નથીને ?

હરિકાકા બોલ્યા—ભાઇ તને લાગ્યુ તે ખરૂ. પરતુ મેં તો તને પહેલેજ કહ્યુ હતું કે તું આવીશ એટલે તને ખબર પડશે હવે અમારા વળતા પાણી છે, પાકી અવસ્થા છે દેખીતુ સારૂ નજ લાગે પરતુ તેનું આટલુ હૃદય પીગળ્યુ છે એટલે તેને હવે છોડી કેમ દેવાય ?

---

## પ્રકરણ ૮ મુ



આ સ્થાને હવે આપણે હરિકાકાનો પૂર્વ પરિચય લઇયે હરિકાકા મૂળ ધોળકાના રહીશ ઔદિચ્ય બ્રાહ્મણ હતા નાનપણમા તેના પિતા નન્હા મહારાજને એકના એક

દિકરા હોઇ બહુ લાડમા ઉછર્યા હતા તેની મરજી હરિદાસને ભણાવવા ગણાવવાની હતી અને તે પ્રમાણે સ્કુલમા પણ મોકલતા પરતુ હરિદાસભાઇ લાડમા ઉછરે, ભણેજ શાના! ઘેરથી તો રીતસર પાટી દફતર લઇ બહાર નીકળે પરતુ સ્કુલ સૂધી તો પહોચતાજ નહીં શકરને મદિરે બાવા પામે અગર નદી કિનારે નાવ ખેલવામા દિવસ ગાળી સાજે ઘેરે આવતા માબાપ જાણે છોકરો ભણે છે આમ ત્રણ વર્ષ ચાલ્યા ગયા ઉકેલવામા હરિદાસ રામાયણ અને મહાભારત કડકડાટ વાચતા થયા હતા અને જ્યારે લલકારીને રામાયણના દુહા અને ચોપાઇ હરિદાસ વાચતા ત્યારે તેના માબાપ એવા તો મુગ્ધ થઇ જતા અને કયારેક કયારેક તો બહીતા કે છોકરા ઉપર કોઇની નજર પડશે અગર સરકાર દરબારમા છોકરાને આટલો હુશિયાર જોઇ ઉપાડી જશે હરિદાસના માબાપ એટલા તો વારી જતા કે તે જે માગે તે વગર સકોચે આપતા

આનુ પરિણામ એ આવ્યુ કે હરિદાસભાઇ પહેલીમાથી બીજી ચોપડીમા ભલે ન ગયા, પરતુ તમાકુ કલાસમાથી ગાજા કલાસમા ઉંચામાં ઉચે નબરે પ્રમોશન પામ્યા

હરિદાસ જે શિખ્યા હતા તે તેઓ સારુ ગાઇ શકતા હતા આસપાસના ચાર પાચ ગામોમા ભજન મડળી અગર રામલીલા થતી ત્યા હરિદાસજી પ્રમુખ, કારણ કે હરિદાસનો ચહેરો રૂપાળો અને તેવો મધુરકંઠ એટલે તેના વગર મિજલસોમા રગ જામતોજ નહિ

ગામડાઓમા ખેતીની મોસમ પરવારી ખેડુતો ભજન

મ ડળીઓ અને રામલીલાના ખેલમા મગ્ન માનતા એટલે હરિદાસને કાઇ દિવસ આમ ત્રણ વગર ખાલીજ જતો નહિ આ પ્રમાણે હરિભાઇની કીર્તિ ચોતરફ પ્રસરી રહી હતી

એક વખત એક બહાર ગામની રામલીલાની મ ડળી ત્યા આવી તેનો માલેક નદી કિનારા તરફ જતો હતો, ત્યા હરિદાસ પણ સુ દર ક ઠે ઠ ડી લહેરોમા લલકારતા બેઠા હતા તેનો મધુર ક ઠ અને સુદર રૂપાળુ મ્હો જોઇ તે રામલીલાના માલીકે કટલીક હકીકત મેળવ્યા પછી હરિદાસને પૂછ્યુ—છોકરા તારે મારી સાથે આવવુ છે ? દશ પ દર રૂપીયા પગાર આપીશ અને ખાવુ પીવુ વગેરે મારા ઉપર બોલ થાય છે મરજી ?

રામલીલાવાળાની આ માગણી હરિદાસે તુરત સ્વીકારી કાચી બુદ્ધિનો યુવક બીજે દિવસે માબાપને કાઇ પણ ખબર આપ્યા વગર તેઓની સાથે ચાલી નીકળ્યો

આ બાજૂ સાજ પડી પણ હરિભાઇ આવ્યોજ નહીં, એટલે તેના માબાપને ચિતા થવા લાગી નન્દા મહારાજે તેજ રાત્રે આખુ ગામ શોધ્યુ પણ હરિભાઇનો પત્તો મળ્યોજ નહીં બીજે દિવસે પણ હરિભાઇની તપાસ કરી આસપાસના ગામોમા નન્દા મહારાજે જ્યારે તપાસ કરી ત્યારે તેને સમાચાર મળ્યા કે હરિદાસભાઇ તો રામલીલા સાથે મુબાઇ ગયા છે

નન્દા મહારાજ મુબાઇ પણ ગયા, મોટુ શહેર ત્યા આટલી મોટી જનતામા હરિભાઇ ક્યાથી મળે ? હરિભાઇની મા આ વાત સાભળી પોકેપોક મૂકી રડવા માડી ગામના બે

પાંચ જણાએ કહ્યું કે શા માટે આટનાં ગભરાઓ છો, રામલીલાની નોકરી કાંઇ ખરાબ નથી તેમા હરિ કાંઇ દુ ખી નહીં થાય તે પ દર મહિને જરુર પાછો ઘેરે આવશે કાંઇ ફીકર કરવા જેવુ નથી

નન્દા મહારાજને કોઇ પણ રીતે સતોષ થયો નહીં પરદેશ પારકા વશ છોકરો કેટલો દુ ખી થાય, આમ અનેક વિચારો અને બળત્રામા નન્દો મહારાજ પથારીમા પડયા ત્રણ દિવસ માત્ર તાપ આવ્યો અને મરી ગયા હરિભાઇને આ સમાચાર કોણ આપે ?

સાતમે મહિને હરિભાઇની સ્વારી ઘેરે પહોચી આટલા દિવસ તેની મા જીવનધારણ કરી રહી હતી આટલા લાબા સમયે પણ હરિદાસ આવતા તેની માને કાઇક સતોષ થયો અને પતિના મૃત્યુ દુ ખને કાઇક અશે વીસરવા લાગી

હરિને જે પગાર મળતો તેમા તેનો ગાજો પણ માઠ થતો, તેથી તે ખાલી હાથેજ ઘેરે આવ્યો હતો આ સાત મહિનામાં તેની રીતભાત પણ ઘણી બદલાઇ ગઇ હતી ખેતરવાડીનું કામ તેનાથી બની શકે તેમ નહોતું નન્દા મહારાજના ગુજરી જવા પછી હરિદાસની માએ એક ખેડુતને ભાગમાં ખેતર સોપ્યાં હતા અને તે ખેડુત જે આપે તે ઉપરજ તે ચલાવતી હરિ આવતાં તેની માએ તેને કહ્યુ ભાઇ હવે શા માટે નોકરી કરવા જવુ પડે છે ? તારા કેવા રૂપાળાં ખેતરો છે તે સભાળ

પરતુ હરિ બળદના પુછડા આમળવા નવરો નહોતો તે ફરી કોઇ રામલીલાનીજ શોધમા હતો, પરતુ એવો

કોઇ યોગ મળયોજ નહીં બે ત્રણ મહિના હરિભાઇ નવરા બેસી રહ્યા, અને કટાળી છેવટે કાઇ પણ મનમા ધાર્યા વગર તેઓ ઘર છોડી છાનામાના એક દિવસ સવારે ધોળકા તરફ ચાલી નીકળ્યા

હરિભાઇ ધોળકાના એક પ્રસિદ્ધ વૈદ્યને ત્યા રામલીલા સાથે આવેલા હતા, એટલે આ વખતે તેને વૈદરાજને ત્યા આશરો મળ્યો યોગાનુયોગ મુબઇનો એક શેઠીઓ વૈદરાજને ત્યા દવા કરાવવા આવ્યો હતો, તેણે હરિદાસને નોકરીમા રાખી લીધો અને મુબઇ લઇ ગયા તે શેઠ આપણા વૃદ્ધ રામચદ્ર શેઠ હતા

આ સમયને આજે ૩૯ વર્ષ થયા છે ત્યારથી હરિદાસભાઇ આ પેઢીમા નોકરી કરતા આવે છે પહેલા સાધારણ કામકાજ કરતા, ત્યાર પછી પેઢીના ભડારી સાથે ચીજ વસ્તુ લેવા જવા માડયા અને આખરે ભડારી થઇ બેઠા હતા પેઢી ઉપર નોકરી મળ્યા પછી ત્રીજે વરસે હરિદાસ પરણ્યા તેને તે સ્રીથી પાચ છોકરા થયાં પણ તે નાનપણમાજ મરી ગયાં માત્ર આ એક દીકરીજ બચી હતી દીકરીના સારે ઠેકાણે વિવાહ કર્યા અને બીજે વર્ષે પોતાની સ્રી પણ ગુજરી ગઇ હરિદાસે મનવાળી બીજુ ઘર કર્યું નહિ કારણકે જેમ જેમ મોટા થતા ગયા તેમ તેમ બીડી ગાજો પણ મૂકાઇ ગયાં અને છેવટ બીજી સ્રી પણ ન કરવા સુધી વિરક્તીને પામ્યા

મુબઇમાં સારી આવકવાળી નોકરી, હાથમા બે પૈસા પણ થયા હતા યુવક હરિદાસને પૈરે પરણેતર સ્રી પણ હતી છતા તે આડાઅવળો જતો, આ વખતે તેમને

શ્રીમતિ દુર્ગા સાથે ભેટો થઇ ગયો હતો હરિદાસ તેને દર માસે યોગ્ય સહાય આપતા, પેઢી ઉપર ગેટ મુનીમ વગેરે હરિભાઇના આ લક્ષણો જાણતા હતા પરંતુ હરિદાસને કોણ કહે ? પેઢી ઉપર જે સર્વે હતા તેઓ ઘણાખરા જયા ત્યા સતાના ફરી આવતા હતા

હરિદાસની સ્ત્રી જીવતી હતી તેટલા વખતજ હરિદાસ કંઇક રંગી હતો, પરંતુ સ્ત્રી વિયોગથી તેનો રંગ બદલાઇ ગયો હતો કોણ જાણે શી રીતે તેની વૃત્તિઓ સ્થિર બની ગઇ, તેમનુ ચારિત્ર્ય ઘણુ સુધરી ગયુ પરંતુ આ અવસ્થાએ તેઓ દુર્ગાને છોડી શકયા નહિ એટલે ધકા મારી શકયા નહિ, આવી પ્રૌઢ અવસ્થાએ દુર્ગા કયા જાય ?

હરિકાકાને હવે કૈ પણ વાસના નહોતી સંસારમા તેમને એક દિકરી જ બંધન માત્ર રહ્યુ હતુ બરોબર આ વખતેજ હરિકાકાનો નાનપણથી ભેટો થયો અને કાકા માસિક વીશ પચીસ પીઆ આમ સત્કર્મમા ખર્ચવા તૈયાર થયા બંને જંજાળોમાથી મુકત થયા હતા તેટલામા આ વ્યાધિ ગળે લગાડી તેમનું ક્ષુધા અને તૃષામા તપેલુ ચિત્ત આ પરમાર્થના અવલબને ઘણા સંતોષને પામ્યુ જગતની પ્રકૃતિ માત્ર આ અવલંબન માટે જ છે, મનુષ્ય પ્રકૃતિ હરિકામા આ સંતોષથી વાંચ્છિત હતા તેમના હૃદયને આજે શાન્તિ મળી આજેજ તેમનુ મન સ્થિર થયુ

---

## પ્રકરણુ ૯ મુ



હરિકાકા ગમે તેવા પણ પરાયા નોકર હતા તેઓ માડમાડ બહાર જવાનો વખત ગોઠવી શકતા બપોરે રસોઇ તથા જમવાનુ છેક અઢી ત્રણ વાગે પરવારી હરિકાકા એક કલાક વિશ્રાંતિ લેતા આ એક કલાક નારાયણુ માટે કાઢે તોપણુ જાઇતી વસ્તુઓ લઇ શકાય તેમ નહોતુ એટલે તેણે નારાયણુનેજ કહ્યુ કે જે બોર્ડિંગમા તારે રહેવુ છે તે સગાથી છોકરાનેજ કહે કે તારે માટે જે જે વસ્તુઓ જોઇયે તે લઇ આપે કેમ તે લઇ આપશેને ?

નારાયણે કહ્યુ—કેમ કાકા તે તો બિચારો કયા ના પાડે છે ! કેટલો નિરાભિમાની છે તેણે તો તે દિવસેજ તમારી પાસે મને જે કાઇ જોઇયે તે લઇ આપવા હા પાડી હતી

હરિકાકા—તુ જૂએ છેને ! મને કલાક અર્ધો કલાક મળે તેમા તે કામ થાય તેવુ નથી

નારાયણુ—કાકા તમે બેફિકર રહો, આજે હુ તેને પૂછીશ અને તેને જ્યારે વખત હશે ત્યારે અમે બેઉજણુ જોઇતી ચીજો પોતાની મેળે લાવશુ

હરિકાકા—હવે અસુર કરવુ તે ઠીક નથી કાલે ત્રણુ વાગ્યે હુ તેને રૂપીયા પણુ આપી જઇશ

નારાયણુ—ભલે હું તો તેને આજેજ કહી દઇશ પરતુ મને બોર્ડિંગમા મોકલી આપતા તમે શા માટે આટલી ઉતાવળ કરો છો ?

હરિકાકા—ઉતાવળ નથી કરતો ભાઇ! કાલે શુ થશે તેની કોને ખબર? આટલા મોટા શેઠીયાઓ જે તને બે ટંક ખવડાવી પણ શકતા નથી તેનાથી દૂર રહેવુ સારૂ વખતે અપમાન પણ કરી બેસે માટે તારે માટે તો જેમ બને તેમ જલદી માનમાજ ચાલ્યુ જવુ સારૂ મે તને દિકરો કર્યો છે અને હવે તેઓ કોઇ કાંઇ બોલે તો મારૂ માથુ જ ઉતરી પડે રૂપીયા કોણે કર્યા છે? તે તો આજે છે અને કાલે નથી

નારાયણ—દુનિયામા જો બધા તમારા જેવા હોય તો જગત્ કેમ ચાલે? આ જૂઓને! શેઠની વાત કયા કરો છો, મારા બાપ છે, મા છે, અને પાચ પદર ગામના માણસો પણ છે પરતુ કોઇએ મારા સામુ જોયુ નહીં, ત્યારે તમે કયા અને હુ કયા? તમે મને કયા ઓળખતા હતા? પરતુ કાકા એવુ હૃદય જોઇયે કેમ ખોટુ કહુ છુ? તમે મારે માટે આટલી લાગણીને વશ થયા એ તો હુ તમારો

હરિકાકા નારાયણનો હાથ પકડી તેને બોલતો અટકાવતા બોલ્યા—ભાઇ એવી વાત કર નહીં હુ મહાપાપી છુ હુ કેવા ધધા કરુ છુ તે જોયુ ને! મારૂ જે કરે છે તે મારો પ્રભુજ કરે છે, માણસ માત્ર નિમિત્તરૂપજ છે જે જેનુ કામ તે તે કરે છે જોને ઇશ્વર કોનો છે? હુ કોણ માત્ર? હુ શુ ખર્ચ કરનારો? હવે જવા દે તું આજે અમૃતલાલને જરૂર વાત કરજે હો! વળી આજે હું દુર્ગાને ત્યા ગયો હતો અને તેણે કહેવડાવ્યુ છે કે નારાયણ કૉલેજથી પેઢી ઉપર પાછો ફરતાં ઘેર આવે તું જૂએ

છેને તેને કેવુ વાત્સલ્ય ઉભરાઇ આવ્યુ છે વેશ્યાનું ઘર છે, તને ખરાબ તો નથી લાગતુને '

નારાયણ—નારે કાકા દુર્ગામા ક્યા, અને વેશ્યાપણુ ક્યા ? મને તો તેમને જોતા ભક્તિ ઉત્પન્ન થાય છે પણ કાકા હુ તેમને શુ કહીને બોલાવુ '

હરિકાકા—અરે ભાઇ તેમા શુ ? તું તેને માસી કહીને બોલાવજે

નારાયણ--ભલે મારા માસીને ત્યા આજે જરૂર જઇશ પણ તેને ત્યા કાઇ ખાવાનુ આપશે તો ?

હરિકાકા--તેમા શુ વાધો ? દુર્ગાની એક વખત વૃત્તિ વેશ્યા જેવી હતી પણ હવે તો તે શુદ્ધ કાચન જેવી બની ગઇ છે તેના મ્હોમા પરમાત્માનુંજ નામ છે મનુષ્ય ગમે તેવો હોય પરતુ ઇશ્વરનું નામ તેના સર્વે પાપો ધોઇ પવિત્ર બનાવે છે માણસ માત્ર ભૂલને પાત્ર છે મે પણ અનેક કુકર્મો કર્યા, તને મારે માટે તો તિરસ્કાર આવતો નથીને ? જો પરમાત્માએ કહ્યુ છે કે પાપ તે નિદાપાત્ર છે પરતુ પાપીનો આત્મા નિદાપાત્ર નથી તુ પણ ભાઇ સસ્કારી થજે, તોજ તારા આટલા અભ્યાસનું સાર્થક થશે અનેક જન્મના પૂન્યે આ માનવદેહ પ્રાપ્ત થાય છે તે ફરી ફરી આવતો નથી, આ મનુષ્ય જન્મ એળે ગુમાવવા જેવો નથી તને તો દેખતાજ મને લાગ્યુ કે તારા ઉપર પરમાત્માની મહેરબાની છે કેટલો વખત થયા હું મુબઇ આવ્યો છુ, અનેક માણસો જોયા, તારા જેવડા કેટલાએ છોકરા જોયા છે, પણ મને કોઇ ખેંચી શકયુ નહીં, પરતુ તારા તરફજ કા મારૂ મન ખેચાયુ ? મને પ્રભુએ આજ્ઞા ફરમાવી

અને તને બતાવી કહ્યું કે આ ભક્ત છે ભાઇ એ સર્વ પરમાત્માની ઇચ્છા નહીં તો બીજું શું'

નારાયણ હરિકાકાની વાક્ધારામા અવાક્ થઇ ગયો, અને તેના મ્હો સામેજ જોઇ રહ્યો તેને અત્યારે હરિકાકા એક પેઢીના સામાન્ય ભંડારી લાગ્યા નહિ સામાન્ય માણસના હૃદયમા આવી વિશાળ ભાવના કયાથી હોય? હરિકાકાની કેવી ભક્તિ? કેવો તેમના મ્હોનો ભાવ! જાણે કોઇ અનેક જન્મની પદભ્રષ્ટ વિભુતીજ

હરિકાકા ચૂપ રહ્યા ત્યારે નારાયણને જગતનુ ભાન થયુ તેણે કહ્યુ કાકા મનુષ્ય નથી પણ—

તેની વાત વચ્ચેજ હરિકાકા બોલી ઉઠયા ના ભાઇ હુ મનુષ્ય નથી પણ પશુજ છુ મુજ પશુને મનુષ્યત્વ તરફ ખેચવા માટેજ પરમાત્માએ તને મોકલ્યો છે ભાઇ નહિતર તુ અહિ ક્યાથી? આ સર્વે ઇશ્વરની ઇચ્છાથી થાય છે ચાલ હવે વખત થઇ ગયો છે, તુ સ્નાન સધ્યા પરવારી જલ્દી જમી લે કૉલેજેથી આવતા બપોરે આજે હુ તારે માટે અહીં નાસ્તો નહિ રાખુ કારણકે દુર્ગાએ કહેવડાવ્યુ છે ને તે તારી રાહજ જોશે એ પણ નારાયણ તારે માટે મરી પડે છે એ શુ પૂર્વજન્મની લેણાદેણી હશે? વાહ પ્રભુ વાહ! તારી ગતિ તો અકલિતજ છે

નારાયણે કહ્યુ—કાકા તમે આમ ખર્ચ કરો નહિ હુ ગરીબ કોઇ દિવસ મીઠાઇ ખાઉં છુ કે તમે મારે માટે મગાવો છો મારે માટે મીઠાઇ મગાવશો નહિ મને જો કોઇ દિવસ ભુખ લાગશે તો એક પૈસાના મમરા ઘણા થઇ પડે ઘેરે પણ હુ તો મમરાજ ખાતો મને તો

કુરમરા બહુજ ભાવે છે

હરિકાકા—હવે એવી વાત નહિ કર, અને કૉલેજમાં જા આમ કહી ચાલ્યા ગયા નારાયણ વિચારવા લાગ્યો કે કેવી અજબની વાત છે કયા આ હરિકાકા ભંડારી આની મહદ્ વ્યક્તિ! કેવો સ્નેહ કેવુ મારા ઉપર વાત્સલ્ય વાહ પ્રભુ! ઇશ્વર તું કોનો છે? નારાયણની આખો ભરાઇ આવી

---

## પ્રકરણ ૧૦ મુ



નારાયણ જમીજુઠી કૉલેજે ગયો કૉલેજમા અમૃતલાલે પૂછ્યુ–કેમ હવે બોર્ડિંગમા આવવુ છેને?

નારાયણ—હારતો હવે જોઇતી ચીજ વસ્તુ તુ લઇ આપ કે બીજે દિવસેજ આવ્યો

અમૃતલાલ—એ કોણ ના પાડે છે આજેજ ચાલને સર્વ કાંઇ લઇ આપુ

નારાયણ—તો કાકા પણ આજેજ રૂપીયા લઇને આવશે, પણ મેં જાણ્યુ વખતે તમને આજે કાંઇ કામ હશે તો? હવે કાકાને કહ્યુ છે કે તમને જે દિવસે ફુરસદ હોય તે દિવસે રૂપીયા તમને આપી જાય કાકા તો બજારે આવી શકે તેમ નથી તમારે માથેજ આ વેઠ આવી પડી છે

અમૃતલાલ—તેમા વેઠ શાની ભાઇ! બે કલાકનું કામ છે કાકા ન આવી શકે તો તેમને તસ્દી લેવાની કાંઇ પણ જરૂર નથી તું રૂપીયા લાવીશ તો પણ ચાલશે

નારાયણ—મે કાકાને એ પ્રમાણે કહ્યુ, પણ તેઓ જાતે તને ભલામણ આપવા આવશે

અમૃતલાલ—વારુ તો કાકા ભલે આવતી કાલેજ આવે ત્રણ વાગ્યે આવે એટલે આપણે રૂપીયા લઇ સાજ સુધીમાજ જે લેવાનુ હશે તે લઇ લેશુ એટલે પરમ દિવસથી તુ બોર્ડીંગમા આવીજ જા

બપોરે કૉલેજમાંથી નીકળી નારાયણ પેઢી ઉપર ન જતા દુર્ગા માસીને ઘેરે ગયો હરિકાકાએ દુર્ગાને કહેલ હતું કે નારાયણ આવશે તો એથી ત્રણની વચ્ચે આવશે એટલે દુર્ગા નારાયણનીજ રાહ જોઇ બારણા આગળજ બેઠી હતી નારાયણને આવતો જોઇ દુર્ગા બોલી—આવ ભાઇ આવ, હુ તો તારી મીઠા મેવલાની માફક રાહ જોઉં છુ

નારાયણ બોલ્યો—મારી કૉલેજ અઢી વાગે બધ થાય છે હુ રસ્તામાં કયાય પણ રોકાયા વગર સીધો આવ્યો છુ

દુર્ગા બોલી—કેમ તારી છત્રી કયા ?

નારાયણ—હુ છત્રી કયા રાખુ છુ માસીબા ?

છત્રી નથી ! હરિદાસને કાઇ વિચાર છે કે નહી ? આવા તાપમા છત્રી વગર તારા જેવા કુમળા બાળકથી ચલાય છે કમ ? માથુ તપી ગયુ હશે આવ ! બેસ ! કાલેજ એક છત્રી મગાવી દઉં એમ બોલતી દુર્ગા અદર ચાલી નારાયણ પણ પાછળ ગયો

દુર્ગાએ નારાયણને કહ્યુ—ભાઇ જરા વિશ્રાતિ લે આટલે દૂરથી ચાલીને આવ્યો છે—કેવો બપોરનો તડકો એમ કહી એક પખો લઇ દુર્ગા નારાયણને પવન ઢોળવા લાગી નારાયણે દુર્ગાના હાથમાથી પખો લઇ લીધો અને

બોલ્યો–માસી મને કાઇ નથી મને નાનપણથી સહી ગયુ છે

દુર્ગા બોલી—નારે દીકરા એવુ બોલ નહી

કેટલોક વખત વિશ્રાન્તિ લઇ નારાયણે હાથ મ્હો ધોઇ નાખ્યાં દુર્ગા પાંચ મીનીટ થયા બહાર ગઇ હતી તે અડધી કલાક પછી એક થાળમાં કેટલોક નાસ્તો લાવી તે જોઇ નારાયણે કહ્યું–માસી તમે આ શુ કરો છો? મારે માટે આટલુ બધુ? હુ કાંઇ મહેમાન નથી મને તો કુરમરા આપોને તો પણ ઘણુ છે

દુર્ગા બોલી—એ મને ઠીક લાગશે તેમ કરીશ તુ ખા ન ખા પણ આજે તો ખાવુજ પડશે તું કાઇ પાડોશમા નથી રહેતો કે રોજ બોલાવી ખવડાવુ મે તો તારા કાકાને ઘણુએ કહ્યુ કે નારાયણને અહીં રાખો પણ તેણે માન્યુજ નહિ તે કહે કે છોકરાઓના સમા-થમાં અભ્યાસ ઠીક થાય અને તે પણ ખરૂ છે જો તુ નજીક હોત તો રોજ આવવાનું કહેત પણ હવે દૂર છે તોપણ બે ત્રણ દિવસે અહીં આવવાનુ આજે અહીં મારી પાસે કબૂલ કર જોઇએ

નારાયણ શુ કહી શકે તેણે કબૂલ કર્યું નાસ્તો કરી જ્યારે નારાયણ ચાલતો થયો, ત્યારે દુર્ગા તેના હાથમા વીશ રૂપીયા આપવા માડી નારાયણ બોલ્યો–હુ શુ કરૂ? મારે રૂપીયાની જરૂર નથી

દુર્ગા બોલી–ખિસામા રાખી મૂકજે, જ્યારે જરૂર પડે ત્યારે કામ લાગશે

નારાયણ બોલ્યો–જયારે જોશે ત્યારે કયા લઇ નથી જવાતા! મને તો કાકાએ પણ કહ્યુ છે કે તારે કાઇ

જોઇયે તો તમારી પાસેજ આવવુ

જ્યારે જરૂર પડે ત્યારે ધક્કો ખાવો પડે માટે આ રાખ એમ કહી બળપૂર્વક નારાયણના હાથમાં દુર્ગાએ રૂપીઆ મૂકી દીધા નારાયણ કાઇ બોલી શકયો નહિ, તે રૂપીયા લઇ પેઢી ઉપર આવ્યો

---

## પ્રકરણ ૧૧ મુ



પેઢી ઉપર આવી નારાયણે તે રૂપીયા કાકાને આપ્યા તે જોઇ કાકા બોલ્યા—આ રૂપીયા કયાથી ?

નારાયણે કહ્યુ—હુ કાંઇ નહિ લઉ, માસીબા તો છોડે તેમ નથી તેમણે ધરાર આ રૂપીયા આપ્યા છે મે તો ઘણીએ ના પાડી, કે મારે રૂપીયા નથી જોઇતા અને જોશે ત્યારે લઇ જઇશ પરંતુ મારૂ સાભળે કોણ ! પછી શુ કરૂ ? લઇ આવ્યો જૂઓ આ વીશમાથી તો મારી સર્વે ચીજો આવી જશે કેમ કાકા ?

હરિકાકા—અરે ગાડા ! આટલામા શુ પુરૂ થાય ? બધી ચીજો વીશ રૂપીઆમા નહીં આવી જાય

બધી ચીજો શુ ' બિછાનાનું કહો છો ? તો મને તો એક ચટાઇ અને ચાદર લઇ આપશો તો પણ ઘણુ છે અરે હુ તો જમીન ઉપર પણ સુઇ રહુ તેમ છુ બીજુ શુ જોઇયે ? રાત્રે વાચવા માટે એક દીવો, એક માટી કે પતરાનો ચાલશે, એક શિશિ ઘાસલેટ બસ બાકી બે ત્રણ ચોપડીઓ, બહુ તો સાત આઠ રૂપીઆ લાગશે બીજુ શુ લેવાનું છે ? કુલ તેર ચૌદમા તો કાકા વાહ !

વાહ ! થઇ રહેશે ચાર પાચ તો એ વીશમાંથી પણ બચશે તમે કેમ કહો છો કે પૂરા નહિ થાય ?

હરિકાકા હસીને બોલ્યા—અરે ધીરો તો થા ભાઇ ! જે જે જોઇશે તે માટે હુ અમૃતલાલભાઇને કહી દઇશ. ઉપરાત તે કહેશે તે પ્રમાણે લઇશુ પછી કાઇ ? જે કાઇ જોઇયે તેમા ચાલે છે ? તે તેને કહ્યુ ?

નારાયણ બોલ્યો—હા, કાલે ત્રણ વાગ્યે આવવાનુ કહ્યુ છે તેણે કહ્યુ કે તમારે તસ્દી લેવાની શી જરૂર છે ? અમેજ લઇ આવશુ અમે કાલે કૉલેજની બહારજ ઉભીશુ વખતે બોર્ડિંગ તમને ન મળે તો ? માટે સાજ આવજો

હરિકાકા—અરે ભાઇ મને તો અહિ ત્રીશ વર્ષ થયા ! ગલીએ ગલી મારા ધ્યાનમા છે અને તમારી બોર્ડીંગ ન ઓળખુ ? તોપણ તમારી મરજી કૉલેજે આવીશ બરોબર અઢી વાગ્યે આવીશ હોકે !

નારાયણ બોલ્યો—ભલે કાકા તમે કહો છો કે વીશ રૂપીયા પુરા નહિ થાય તે મને તો સમજાતુ નથી કે વીસ કેમ પુરા ન થાય ?

હરિકાકા—તું જાણે એક ચટાઇ અને ચાદરથી ચાલશે એક માટીનું કોડીયુ અને એક બાટલી તેલથી અરે એટલેથી ન ચાલે ભાઇ ન ચાલે ! કાઇક કપડા જોઇયે, છત્રી પાકીટ એ સર્વ કાંઇ લેવુ જોઇશે

નારાયણ વચમા પડી બોલ્યો—નારે કાકા મારે એવુ કાઇ નથી જોઇતુ તમે શુ ધારો છો કાકા ? હુ એક ગરિબ માણસ મારે તો માત્ર પેટ ભરાય એટલે બસ કપડા છત્રી જોડા એવુ મારે કાંઇ નથી જોઇતુ હુ કાઇ

દિવસ એવુ પહેરતો નથી જૂઓ આ જોડા મારા નથી તે તો મારા બાપના ઉપાડી લાવ્યો છુ તમે આટલો બધો શા માટે ખર્ચ કરો છો મને ગરિબને આટલુ બધુ ન જોઇયે! તમે પણ કાકા કયા લક્ષાધિપતિ છો કે આટલા ખર્ચમા ઉતરો છો મને જે છે તેનાથી ચાલે છે તો ફોકટ શા માટે નવુ લેવુ?

હરિકાકા—ભાઇ ચાલતું હતુ ત્યારે ચાલતુ હતુ હવે મુબઇ આવ્યો છો કૉલેજમા ભણવા જાય છે, તો બધુ રીતસર જોઇયે! અહીં સારા કપડા, છત્રી, બુટ વગેરે જોઇયે તુ હવે એવા વિચાર કર નહિ તું એક વર્ષ ભણી પાસ થા એટલે સૌની સાથે તારે પણ ઉભવુ જોઇયે હુ ગમે તેમ કરૂ છુ પણ તારા જેવા દિકરા માટે ખર્ચવા મને ઇશ્વરે આપ્યુ છે તો શા માટે લ્હાવ ન લઉ હુ જે કરૂ તે તુ જોયા કર

નારાયણ-તે તો જોઉ છુ પણ કાકા હુ કોણ? આમ તો મને શોખ વધતો જાય! જો બોર્ડિંગમા રહેવાથી આટલી બધી જરૂરીઆતો વધી જતી હોય તો મારે બોર્ડીંગ જેવુ નથી અને જાણવુએ નથી તમે મને મોટો બનાવા દયો છો પણ કાકા હુ એક ગરિબનો છોકરો છુ ને તો યાદ રાખો! ગરિબ છુ અને ગરિબ થઇને રહેવુ છે, તેમા શુ ખોટુ તેમા મારી નિંદા નહિ કરો

હરિકાકા બોલ્યા—ભાઇ કહુ છુ કે, મુબઇ શહેરમા, કૉલેજે ભણવા જવામા કાઇક સારા માણસોની હારમા ઠીક ઠીક રહેવુ જોઇયે! આ કાઇ મોજશોખ કહેવાય નહીં આ તો તુ ખોટી જીદ કરે છે મને જે ઠીક લાગે તે કરવા દે

નારાયણ બોલ્યો—વારુ કપડાં ગણો તો પણ બીજુ શુ લેવુ પડે તેમ છે?

હરિકાકા—તે મને ખબર નથી હવે કાલે અમૃતલાલ પાસે આવીશ, અને તે જે કહેશે તે લઇશુ પણ તારી વાત નહીં સાંભળુ આમ કહી હરિકાકા કામકાજમાં ચાલ્યા ગયા

બીજે દિવસે બરાબર અઢી વાગ્યે નારાયણ અને અમૃતલાલે કૉલેજ બહાર આવી જોયુ તો હરિકાકા આવી ગયા હતા નારાયણે ઉતાવળે પગલે તેની પાસે જઇ પૂછયુ—કાકા તમે કેટલી વાર થયા ઉભા છો?

હરિકાકા—અરે હમણાંજ આવ્યો હવે ચાલો આપણે બોર્ડિંગે જઇયે ત્યા હુ તમને લીસ્ટ પ્રમાણે રૂપીઆ આપી ચાલ્યો જાઉં, મારે પણ આજે થોડુએક કામ છે

અમૃતલાલ—તમે નહીં આવો તો પણ ચાલશે રૂપીઆ નારાયણને આપી જજો, અમે લઇ આવશુ

હરિકાકા—તમે શુ શુ લાવવા માગો છો તે એક વખત મારે જાણવુ જોઇયે ત્યાર પછી બે ચાર ચીજોનું હું પણ કહીશ, એટલા માટેજ આવ્યો છુ

ત્યાર પછી ત્રણે જણા બોર્ડિંગે આવ્યા, ત્યા અમૃતલાલે કહ્યુ—મે બંદોબસ્ત કર્યો છે કે હુ અને નારાયણ બેઉ આ ઓરડીમાં રહીશુ કેમ નારાયણ ઠીક પડશે ને?

નારાયણ—વાહ બહુ મજાનું, પરંતુ તને તે અગવડ નહીં આવે ને?

અમૃતલાલ બોલ્યો—અરે અગવડ શુ! ઉલટી કેટલી સગવડ પડશે. બેઉ જણાને સાથે રહેવુ ભણવુ તે તો

આપણુને કેવો સારો સગાથ થશે વારૂ હાથ મો ધોઇ આવ તેટલામા નાસ્તો આવે છે, અને હું ચીજ વસ્તુનુ લીસ્ટ કરી લઉં

નારાયણુ—ભાઇ તારે મગાવવુ હોય તો મગાવજે મારે કાંઇ નથી જોઇતુ

અમૃતલાલ હસી પડી બોલ્યો—હજી તારી સલાહ લેવાને વખત છે આમ કહી અમૃતલાલ જરા બહાર ગયો, અને પાછો આવી બોલ્યો–હવે જો બધુ થતુ આવે છે

હરિકાકા—જલદી કર ભાઇ પાછુ મને મોડુ થાય છે

એટલે અમૃતલાલ લીસ્ટ કરવા માડયો પોતાને જે જે વસ્તુ યાદ આવી તે સર્વની ટીપ કરી હરિકાકા સામુ જોઇ બોલ્યો–મને જે જે યાદ આવ્યુ, તે સર્વ લખી નાખ્યુ છે, હવે વાચુ છુ સાભળો એમ કહી તે વાચવા લાગ્યો થોડુ-એક વચાતાં, તેને અટકાવી નારાયણુ બોલ્યો—ભાઇ તુ શુ કરે છે, મારે એ કાંઇ જોઇતુ નથી

હરિકાકા બોલ્યા–તુ તેની વાત પર ધ્યાન આપ નહિ આગળ વાચ જોઇયે અમૃતલાલ લિસ્ટ વાચી ગયો, એટલે હરિકાકા બોલ્યા-બરાબર થયુ છે, મને પણુ હવે કાંઇ યાદ આવતું નથી અને હવે કીંમત શુ?

અમૃતલાલે પૂછ્યુ–તમે રૂપીયા કેટલા લાવ્યા છો?

હરિકાકા–પચાસ રૂપીયા લાવ્યો છુ

નારાયણુ જરા રાતો થઇ બોલ્યો–શુ કાકા! પચાસ રૂપીયા! મને એટલુ બધુ કાંઇ લેવુએ નથી શા માટે આટલા બધા લાવ્યા?

હરિકાકા—અરે વધારે જોઇશે!

નારાયણ—કાકા તમે શું ધાર્યું છે? તમે આ માટે આટલું ખર્ચ કરો છો? હું ગરીબ માણસ છું અને અમૃતલાલ તમે પણ શું માંડયું છે? હું આટલી બધી ચીજોને શું કરીશ, હું તો ઉલટો મુઝાઉં છું

હરિકાકા હસી પડતા બોલ્યા—અમૃતલાલભાઈ હું શા માટે આવ્યો છું તે ખબર છે? હું ન આવ્યો હોત તો નારાયણ તમને કાંઈ પણ લેવા ન દેતે સાંભળ્યું તેને તો એક ચાદર અને ચટાઈથી ચાલશે તેમ કહે છે.

અમૃતલાલ-ભાઈ નારાયણ તમે મુંબઈમાં નવાજ આવ્યા છો, પહેલવહેલાજ કૉલેજમાં દાખલ થયા છો અહીં ભણવા જતા શું શું જોઈએ તે મને તારા કરતા વધારે ખબર પડે છે અને પણ મોજશોખ પસંદ નથી પરંતુ જે જોઈએ તેમાં તો ચાલેજ નહિ, માટે તું વચમાં બોલ નહિ, હું સર્વે ઠીક કરી દઈશ

નારાયણ—તે બધું ખરૂં ભાઈ! પણ તું જાણે છે કે હું એક ગરિબ માણસ છું જે શોભતું હોય તેજ શોભે મારો બાપ કાંઈ મોકલતો નથી, ઘેરે નવી મા છે એટલે કાંઈ આશા પણ નથી હું ભીખ માગીને ભણવા આવ્યો છું, એતો હરિકાકાએ દયા આણી મારૂં કાંડુ પકડયું નહિતર રખડતો હોત! હરિકાકા પણ કાંઈ શ્રીમંત નથી, તને ખબર છે તેઓ એક પેઢી ઉપર ભંડારી છે, તેઓ મારા શું સગા થાય, આતો કોઈ જરૂર પૂર્વજન્મનું ઋણાનુંબંધ નીકળી આવ્યું છે તો તેના ઉપર આટલો જુલમ કરવો તે ઠીક કહેવાય? તું પણ—

નારાયણની વાતને અટકાવતા હરિકાકા બોલ્યા—જો

નારાયણ મારી દયાળુતાની વાત છોડી દે, તું મારો કોઇ નહીં, તું મારા પ્રભુનો દાસ, હું તે મારેજ કરૂં છુ. તું હવે અહમ્ મૂકી દે હું ઇશ્વરની જે ઇચ્છા છે તે કરૂં છુ, તું બેઠો બેઠો જોયા કર, યાદ રાખજે આપણે કાર્ય કરતા નથી હો ! એતો એની મરજીથી થાય છે !

અમૃતલાલ તો દિઙ્મૂઢજ થઇ રહ્યો આવા વચનો કોઇ પામર મનુષ્ય પાસે તો સાભળ્યા નથી આ તો કોઇ દેવતાજ છે મનુષ્ય આટલો દીન, આટલો ભક્ત હોઇ શકે નહિ, ચોપડીયોમા કયાક વાંચ્યુ હશે પણ પ્રત્યક્ષ તો જોયુ નથી, આજે હરિકાકાની વાતો સાભળી તે વિસ્મય સ્તબ્ધ થઇ ગયો, શુ બોલે છે તે સમજી શકયો નહિ છેવટે બોલ્યો—હરિકાકા ! તમે તો આજથી મારા પણ કાકા તમને કાકા કહેવામા મારૂ જીવન પણ ધન્ય માનું છુ તમે મનુષ્ય નથી, કાકા ! તમે તો કોઇ દેવતા છો ભાઇ નારાયણે તો કોઇ પૂર્વ જન્મમાં પુણ્ય કર્યાં છે કે આવા કાકાને આશરે આવી બેઠો છે ભાઇ નારાયણ તુ હવે કાઇ પણ બોલીશ નહિ. તેઓ જે કહે તે પ્રમાણે કર અને તેનો આશિર્વાદ મેળવ હરિકાકા તમને જ્યારે જ્યારે વખત મળે ત્યારે જરૂર અમોને દર્શન આપતા જજો

હરિકાકા એ હાથ જોડી પરમાત્માને ઉદ્દેશી પ્રણામ કરી બોલ્યા—એમ કહો મા ભાઇ મને પાપ લાગે છે હુ તો પ્રભુનો દાસ છુ.

---

## પ્રકરણ ૧૨ મું



હરિકાકા પેઢી ઉપર ગયા. અમૃતલાલ અને નારાયણ

ચીજ વસ્તુ માટે બહાર નીકળ્યા અમૃતલાલ તો મુંઝાયો, અમૃતલાલ જે વસ્તુ પસંદ કરે તેમાં નારાયણ આડો જ પડે અને કહે—આ વગર ચાલશે

અમૃતલાલ કહે—ભાઇ તું મારી સાથે છાનોમાનો ચાલ્યો આવ મને ઠીક લાગશે તેમ કરીશ તને ખબર છે કાકાએ તને પૂછવાની ના કહી છે.

નારાયણ—કાકા ભલે કહે પણ તું તો વિચાર કર! હરિકાકા મારા શું સગા થાય? તેણે દયા કરી છે તો તેનો આમ ગેરલાભ લેવો તે ઠીક કહેવાય? આ જગ્યાએ મારા બાપુ મને લઇ આપતા હોયને તો તો હું જ કહેત કે ફલાણું જોઇશે, ફલાણા વગર નહિ ચાલે

અમૃતલાલ બોલ્યો—જો નારાયણ તું હરિકાકાને અન્યાય કરે છે આ જગતમા આપણું કોઇ નથી, જે આપણું લોહી હોય તે આપણા બાકી બીજા બધાં પરાયા તે ધારણા ખોટી છે આપણા કહેવાતા આપણાજ શત્રુ થઇ બેસે છે, અને પરાયા ઉલટા આપણા થઇ જાય છે. હરિકાકાનું પણ તેમજ છે, જેને આપણું લાગી આવે તેજ આપણું ખરૂં સગુ!

નારાયણ—ત્યારે તું પણ મારો ભાઇ! જે દિવસથી તારી સાથે મારે પરિચય થયો ત્યારે મને તો લાગ્યું કે જાણે સગો ભાઇ તું પણ કેટલો માયાળુ છે!

અમૃતલાલ બોલ્યો—હવે ચાલો, આપણે કામ આટોપી લઇયે એટલે સાંજ પડયા પહેલા તું પેઢી ઉપર વખતસર પહોંચી જા

ત્યારપછી બેઉ જણ અનેક જગ્યાઓએ ફરી જોઇતી

વસ્તુઓ લઇ બોર્ડીંગે આવ્યા અમૃતલાલની ઓરડીમાજ નારાયણ રહેવાનો હતો સર્વ ચીજો ત્યાં મૂકી અમૃતલાલે કહ્યું-ચાલ હવે તને પેઢી ઉપર મૂકી જાઉં

નારાયણ—ભાઇ તું શા માટે તકલીફ ઉઠાવે છે હવે વિશ્રાંતિ લે, હુ મારો રસ્તો શોધી લઇશ

અમૃતલાલ—અરે કયાક ભૂલો પડીશ તો મુબઇમા માથુજ ફરી જશે અને પેઢી પણ નહિ મળે

નારાયણ—તું બેફિકર રહે હવે પેઢી ઉપર જે કાઇ છે તે લઇ આવી આવતી કાલથીજ અહીં રહેવા આવીશ

અમૃતલાલ પાસેથી રજા લઇ નારાયણ પેઢી ઉપર આવ્યો તેને જોઇ હરિકાકાએ પૂછ્યુ-કેમ ભાઇ તમારૂ કામ પતી ગયું ? તેના જવાબમા નારાયણે માથુ હલાવી હા કહી એટલે હરિકાકાએ કહ્યુ-તો આવતી કાલથીજ બોર્ડીંગે રહેવા જજે

નારાયણ—ભલે કાલેજ જઇશ પણ કાકા તમે મારે માટે બહુ ખર્ચ કરી નાખ્યો.

હરિકાકા—તે ચિંતા તુ કર નહિ તને શુ શુ જોઇયે તે જોવાનું કામ મારૂ છે તું દૂરથી આવ્યો છે, તો જરા વિશ્રાંતિ લે તારા માટે મે નાસ્તો પણ લાવી રાખ્યો છે

નારાયણ—શા માટે ? તમે તો મને આમ શેઠીઓ બનાવી દેશો

હરિકાકા—ભલે ભગવાન તને શેઠીયો બનાવે, તારા મ્હોમાં સાકર ભાઇ !

એટલે નારાયણ બોલ્યો—કાલે જવુ છે તે શેઠને તો કહી દેવુ પડશે તો !

હરિકાકા—એ ખરૂ પણ યાદ રાખજે હો મારૂ નામ આપતો નહિ હુ કામા કહેવુ કે સગવડ થઇ ગઇ છે. ત્યાર પછી થોડી વારે નારાયણે જોયુ તો શેઠ કોઠાડામા બેઠા હતા આ સુયોગ જોઇ ધીમેધીમે નારાયણ તેની પાસે જઇ ઉભો તેને જોઇ શેઠે પૂછ્યુ—કેમ નારાયણ શી ખબર? તારે કાઇ કહેવાનું હોય તે કહી નાખ મેં તો તને તેજ દિવસે કહ્યુ હતું કે જો ભાઇ તારે અહીં રહેવુ હોય તો વીશીખર્ચ આપવો પડશે અમે અહીં સદાવ્રત ખોલ્યુ નથી, કે જે આવે તેને ખવડાવીયે અમારી કમાણી પરસેવાની થાય છે તે જાુએ છે ને શે કકળ કરીશ તે કાંઇ કામ નહિ લાગે એ તને પહેલેથીજ કહી મૂકુ છુ

નારાયણ અતિ ધીર ભાવે બોલ્યો—ના શેઠજી હુ એવુ કાઇ કહેવા તો આવ્યોજ નથી હુ આવતી કાલથીજ બોર્ડીંગમાં જવાનો છુ તે માત્ર આપને કહેવા અને રજા લેવાજ આવ્યો છુ.

વસનજી શેઠ—એમ તો તારો ખર્ચ તારો બાપ આપવાનો હશે એમને!

નારાયણ—ના જી મારા બાપુ તો કાઇ પણ આપતા નથી

વસનજી શેઠ—તો પછી બોર્ડીંગનું ખર્ચ કેમ ચાલશે? અહીં નથી આપી શકતો તો બોર્ડીંગમા વીશ પચીશ કેમ આપી શકીશ?

નારાયણ—એ માટે સગવડ થઇ ગઇ છે.

વસનજી શેઠ જરા બેઠા થઇ નારાયણ સામે જોઇ બોલ્યા—શુ સગવડ થઇ ગઇ છે? કહેતો ખરો! મુંબઇમાં

કોઇ ઝાડ નથી કે રૂપીઆ ઉતારી લઇશ ટયુશન તો મળ્યા નથીને ?

નારાયણ—ના જી એક જણે દયા કરીને મારૂં ખર્ચ ઉપાડવા માથે લીધુ છે

શેઠ—એવો દાતા કણ કયાંથી શોધી કાઢયો ? તું ભારે ખટપટી છોકરો લાગે છે કોઇક મોટાના છોકરાથી દોસ્તી તો નથી થઇને ? ધ્યાન રાખજે હો કયાક ફસાઇ જાય નહિ.

નારાયણે કાંઇ જવાબ આપ્યો નહિ તે ચૂપજ ઉભો રહ્યો હતો. એટલે શેઠ બોલ્યા—એમ છે તો ભલે જા પણ હુ તારા ભલા માટે કહી રાખુ છુ, હુ તારા ગામનો છુ એટલે આટલુ કહુ છુ કે ધ્યાન રાખજે કયાક કોઇ જાળમા ફસાઇ જાય નહિ તું કેવુ ક ભણીશ તે તો મને ખબર છે

નારાયણ કાંઇ જવાબ ન આપતા ત્યાથી ચાલ્યો ગયો હરિકાકાએ નજીક સતાઇ સર્વ વાત સાભળી હતી નારાયણ હરિકાકાની ઓરડીમા આવતા હરિકાકા હસી પડતા બોલ્યા—શેઠે જે કાંઇ કહ્યુ તે મે સતાઇને સાભળ્યુ જોયુ ? શેઠીઆ કેવા થાય છે તે ! યાદ રાખજે હો કે પૈસા હોય એટલે માણસ મોટા હોતા નથી તું પણ એક દિવસ પૈસાવાળો થઇશ, ત્યારે આ વાત ભૂલીશ નહિ જે પારકાનું દુ:ખ સમજતો નથી, તે માણસજ નહિ પ્રભુ તને એક આદર્શ ચારિત્ર્યવાન બનાવે એજ મારી તો પરમેશ્વરને પ્રાર્થના છે.

નારાયણ—મને તો કાકા એવો આશિર્વાદ આપો કે તમારા જેવો થાઉં

હરિકાકા—અરે એવુ બોલ નહિ, હું તો મહાપાપી છુ આટલુ બોલી હરિકાકા ત્યાથી સરકી ગયા

ત્યારપછી મુનિમજીએ હરિકાકાની ઓરડી પાસેથી નીકળતા જોયુ તો ત્યાં નારાયણ બેઠાબેઠા વાચતો હતો નારાયણ જતો રહેવાનો છે તે મુનીમજી હમણાજ શેઠ પાસેથી સાભળીને આવતા હતા, એટલે ઓરડી સામાજ ઉભા રહી બોલ્યા—કેમ છોકરા તુ અહીંથી જતો રહેવાનો છે ? કયા જવાનો છે ?

નારાયણ—એક બોર્ડીંગમા રહેવા જવાનો છુ

મુનિમજી—અહીંનો ખર્ચ તું આપી શકતો નથી, તો બોર્ડીંગનો ખર્ચ કયાંથી લાવીશ ? આ મને તો તારા બધા ઢોગ લાગે છે ખર્ચ બચાવતો હશે નહિતર બોર્ડીંગનો ખર્ચ કયાથી આવે

નારાયણ—કેનારો દઇ રહે છે

મુનિમજી—ભાઇ આ મુબઇ છે ! બહુ વિચારીને કરજે

નારાયણ કટાળીને બોલ્યો—જી આપ બેફિકર રહો.

મુનિમજી જરા ગરમ થઇ બોલ્યા—કોણ જાણે કયો દેવતા તને મળી ગયો, નામ પણ કહેતો નથી

નારાયણ—જેણે મને સહાય કરી છે, તેણે પોતાનુ નામ આપવાની ના કહી છે.

મુનિમજી—સારૂ સારૂ પછી કયાક રડતો રડતો પાછો આવતો નહિ તે ધ્યાન રાખજે.

નારાયણથી હવે સહન થતું નહોતું તે જરા કર્કશ સ્વરે બોલ્યો—ભીખ માગવી પડે તો ભલે પણ ઇશ્વર કરશે તો તમારે દરવાજે તો નહીં આવું

વારૂ વારૂ કહી મુનીમજી ચાલ્યા ગયા

## પ્રકરણ ૧૩ મું



જરાવાર પછી હરિકાકા આવી બોલ્યા—હું તને એક વાત કહેતા ભૂલી ગયો આજે તારી માસીએ તને જરૂર મોકલવાનુ કહ્યુ છે જા જઇ આવ, તે તારી રાહ જોઇને બેસી રહી હશે

નારાયણ--કાકા હવે તો રાત પડી ગઇ છે સવારે વખત નહીં મલે તો વળી કોઇ દિવસ જઇશ

હરિકાકા—તો તો તે બહુ ગુસ્સે થશે મને પણ ઠપકો આપશે હજી તો આઠ વાગ્યા છે કયા બહુ દૂર છે? ત્યાં કાંઇ રોકત પણ નથી, તું નહીં જા તો તેને કેટલું દુઃખ લાગશે !

નારાયણ—એમ છે તો લ્યો આ ચાલ્યો, એમ કહી નારાયણ પેઢીની બહાર નીકલ્યો

માસીને ઘેરે જઇ જોયુ તો દુર્ગા તેનીજ રાહ જોતી હતી. તેને જોઇ તે બોલી— કેમ ભાઇ આટલું બધુ મોડુ થયુ? મને તો આજે તારો ભરોસો નહોતો

નારાયણ—ના માસી શા માટે ન આવુ? આજે પેઢી ઉપર પણ મોડો ગયો હતો આજે બધી ચીજ વસ્તુ લેવા ગયો હતો એટલે મોડુ થઇ ગયુ

દુર્ગા—બધુ લઇ લીધુ? બોલ જોઇએ શુ શુ લીધુ?

નારાયણે એકએક કરી સર્વ વસ્તુઓનાં નામ બોલી ગયો એટલે દુર્ગા બોલી—જો મે તારા કાકાને પણ કહ્યુ હતું કે વાસણ અને બીજાનું ન લે, પરતુ વખતે તેઓ ભુલી ગયા હશે.

નારાયણ—કાકા અમારી સાથે નહોતા આવ્યા અમૃતલાલ અને હુ બે જણ ગયા હતા

દુર્ગા—વારૂ જે થયુ તે તમે બેઉ છોકરાઓ લેવા ગયા હતા કેમ! ભાઇ આ મુબઇની બજાર છે, તો બધું જેવુ તેવુ લાવ્યા હશો, ચીજવસ્તુઓ લેવી તે મુબઇમા સહેલ કામ નથી, જેવો તેવો તો ઠગાઇજ જાય તારા કાકા ન આવી શકયા તેથી શુ થઇ ગયુ ? કયા પેઢી ઉપર માણુસ થોડા હતા! તેમાથી એક જણુને મોકલ્યો હોત તો પણુ ચાલત ઠીક જે થયુ તે હવે એક કામ કર, તું અહીંથી સારાં થાળી વાટકો કળશ્યો વગેરે લઇ જા અને બજારમાથી તુ લાવ્યો છો તે ભલે આહિ પાછા મુકી જજે હુ આપુ છુ તે વાપર.

નારાયણ—ના માસી જે અમે લાવ્યા છીયે તે બહુ સારા છે અમૃતલાલ હોશીયાર છે ઠગાઇ જાય તેવો નથી.

દુર્ગા—ભલે પણુ હુ તને તેવા વાપરવા નહિ દઉ. વારૂ તારી પરિક્ષા લઉ

દુર્ગાના ઘરમા અનેક વાસણો હતા તે બતાવતા દુર્ગાએ નારાયણને કહ્યું—વારૂ તું કેવી થાળી લઇ આવ્યો છે તે આટલા વાસણુમાથી બતાવ જોઇયે ?

તે વાસણોમાથી એક થાળી અને એક કળશ્યો લાવી બતાવતા નારાયણુ બોલ્યો—જૂઓ આવી થાળી અમે ત્રણુ રૂપીયાની લાવ્યા અને કળશ્યો એક રૂપીયા ચૌદ આનાનો

દુર્ગા બોલી—જે થયુ તે, પણુ મે આ થાળી અઢી રૂપીયાની લીધી છે આ કળશ્યો ઘણુ કરીને સવા રૂપીયાનો

એટલે દુકાનદાર તમને ઓળખી બે મીઠી વાતો કરી ઠગીજ લે વારૂ બીછાનામા શુ શુ લીધુ છે ?

નારાયણ—એક ધાબળી, એક રજાઇ, બે ઓછાડ અને એક ચાદર આટલા લીધાં છે

દુર્ગા- -બસ એટલુજ

નારાયણ—આટલુ થાડુ છે

દુર્ગા—ના તેમ નહિ પણુ ચાદર એકજ લીધી છે, અને તે મેલી થાય અગર ધોવાઇને આવતા વાર લાગે તો! આજકાલ ધોબીનો કારભાર કેવો છે તે જાણે છે ને ? પદર વીશ દિવસે માડ મ્હો દેખાડે છે

નારાયણુ હસીને બોલ્યો—તો તમે કયા દૂર છે। ? અહીંથી લઇ જઇશ

દુર્ગા—તો અગાઉથી લઇ જઇ ત્યા રાખે તો શુ વાધો છે? વારૂ બતી કઇ લીધી ?

નારાયણુ--કેમ એક નાની ચીમની લીધી છે મને તો કોડીયુ હોત તો પણુ ચાલત પણુ અમૃતલાલને તે ઠીક લાગ્યું નહિ ચીમની અમે ત્રણુ રૂપીયાની લાવ્યા છીયે ત્રણુ પૈસાની પણુ ચાલતે

દુર્ગા—ખડખડ હસતી બોલી--હવે તારૂ ભાષણુ રાખી મૂક તે ચીમની લીધી તે રાત્રે મધ્ય રાત્રે કયાય જવુ પડે તો શુ કરે ? બતી કયાથી લાવીશ ? એકાદુ હરીકેન પણુ લીધુ હોત તો !

નારાયણુ--માસીબા આવા વિચારો કરીયે તો બોર્ડિંગમા રહેવાય નહી અને તેમ હોત તો હુ નારાયણુ થઇને જન્મતજ નહી ઘેરે બે ટાણાં ખાવાનું પણુ નથી, કપડાલતાં

પણ પુરા મલતા નથી, અને તમે અહીં કહો છો કે ફાનસ કેમ ન લીધુ ? ન્હારે માસી મને તો અધારે બધુએ સુજે છે તમારા મન્નેનો હુ એવો તે શુ સગો થાઉં કે તમે મારે માટે આટલી બધી વ્યાધિ કરો છો

દુર્ગા કાતરકંઠે બોલી—તુ શુ સગો, તે અમે તો કાઇ વિચાર પણ નથી કર્યો આટલી ઉંમર સુધી અમારૂ કોઇ નહોતુ, એટલેજ પરમાત્માએ તુને અમારી પાસ મોકલી આપ્યો છે સતાન શુ ચીજ છે, તેનો મને અનુભવ નહોતો પરતુ ભાઇ આજે તેં આવી અમને તે રગ લગાવ્યો છે આટલો વખત અમે ઘણા છોકરાઓને જોયા હશે, તારા કરતા વધારે સુદર પણ જોયા હશે, ત્યારે કેમ કોઇ તરફ અમારૂ દિલ ખેચાયુ નહી ? પરતુ તને જોતાજ મને તો એવુ થાય છે કે તું પૂર્વ જન્મે કોણ જાણે અમારો કોણ હઇશ ? મારો તો દિકરોજ હઇશ અને તેથીજ તને જોતા મારા હૃદયમા સતાનનુ વાત્સલ્ય ઉભરાઇ આવ્યુ તુ માસી કહીને બોલાવે છે ત્યારે મારૂ હૃદય કેટલુએ ઉછળે છે મને તો એમ થાય છે કે મારી જો શક્તિ હોત તો હુ તને જુદુ રેણાકજ વસાવી આપુ

નારાયણ દુર્ગાની વાત સાભળી તેના મ્હો સામુજ જોઇ રહ્યો આવા વાત્સલ્યભર્યા માતૃ હૃદયના વચનો આજે તેણે ઘણા લાબા સમયે સાભળ્યા હતા જો આજે મા જીવતી હોત તો તે પણ આ કરતાં શુ વધારે કરતે ? આ તે મારા કર્યા પુન્યોનુ ફળ તે કાઇ સમજાતું નથી મારા જેવા મા વગરના છોકરા ઉપર હરિકાકાના હૃદયે આટલો સ્નેહ અને અનુગ્રહ ક્યાથી આવ્યા ? દુર્ગા એક

બજારની વેશ્યા જેવુ મ્હો જોવુ તે પણ પાપ છે, પણ નારાયણને તો દુર્ગા જેવી જગતમા બીજી કોઇ સ્ત્રી દેખાતી નહોતી

પોતામા એવુ તે શુ છે કે આ બેઉ જણા પોતા તરફ આટલા બધા ખેચાઇ આવે છે, નારાયણ કાઇ પણ સમજી શક્યો નહિ તે અતિ કુન્ઠિત ભાવે બોલ્યો—માસી તમે બેઉ જણા મને આટલા બધા કેમ ચાહો છો તે સમજી શકતો નથી

દુર્ગા—ભાઇ તેમા તુ શુ સમજે તુ જીવતો રહે, વિદ્વાન થા, તને જોઇ અમે સુખી થઇશુ વારૂ સાજે કાઇ ખાધુ છે ? તારા કાકા બહુ જૂનકણા છે તેમણે કાઇ લાવી નહિ રાખ્યુ હોય કાં તો !

નારાયણ—કાકા કાઇ ભુલે તેવા નથી, તમે ફિકર કરો નહિ હુ નાસ્તો કરીનેજ આવ્યો છુ હવે માસી રાત પડી છે તો હવે હુ જાઉ છુ કાલથી હુ બોર્ડીંગે રહેવા જવાનો છુ તમારા આ વાસણ કુશણ હું આજે તો નહિ લઇ જાઉ પણ જ્યારે જોઇશે ત્યારે લઇ જઇશ ઠીક ને !

દુર્ગા—ભલે એમ કર વળી સાભળ જો આ પાચ રૂપીયા લઇ જા અને મારી પાસે પ્રતિજ્ઞા કર કે રોજ કૉલેજેથી છુટયા પછી નાસ્તો કરીશ એ બોર્ડીંગમા તુ કેમ રહી શકીશ, મને તો તેજ વિચાર થયા કરે છે તું ત્યા સભાળીને રહેજે, રોજ અડધો અડધો શેર દુધ પણ લેતો જજે આજે મે બશેર ઘી તારા સારૂ લઇ રાખ્યુ છે તે પેટી ઉપર લેતો જા

નારાયણ—ઘીને હુ શુ કરૂ ? માસી બા !

દુર્ગા—ઘીને વળી શું કરવું ખાજે !

નારાયણ—તે કેમ થાય ! અમે દશ છોકરા સાથે ખાવા બેસીયે, તેઓની વચ્ચે હું એકલો ઘી ખાવા બેસું તે ઠીક ન લાગે જે તે દશ જણા ખાય તેજ મારાથી ખવાય દુધ પણ હું તો નહિ લઉ હું કાંઇ માંદો નથી કે મને રોજ ઘી દુધ ખાવા જોઇયે જો માસી મારૂં નશીબ એવું ખરાબ છે કે મારૂ આટલું સુખ તે જોઇ શકશે નહિ મને તો તેની ભારે બીક લાગે છે

દુર્ગા બોલી—અરે રામરામ કર શા માટે આવા વિચારજ લાવે છે? હવે આ ઘી મે તારે માટેજ લીધું છે તે હું નહિ રાખું તુંજ લઇ જા એકલો ન ખાઇ શકે તો બધા છોકરાઓને આપજે બસ !

નારાયણ—માસી તમારી આજ્ઞા હુ ઉથાપી શકતો નથી, આજે તો હુ લઇ જાઉ છુ પણ માસી મારે માટે મહેરબાની કરી હવે આવા કાંઇ પણ ખર્ચ કરશો નહિ અને કાકા જે રૂપીયા આપે છે તેમાંથી નાસ્તો પણ નીકળશે તો તમે શા માટે જુદા પૈસા આપો છો

દુર્ગા—તે હું જાણુ છુ પણ હુ આતો રાજીખુશીથી આપુ છુ

નારાયણ શું કરે? તેણે પાંચ રૂપીયા લઇ લીધા ત્યાર પછી દર રવિવારે અહીં આવવાની પ્રતિજ્ઞા લીધી તે પછીજ ત્યાંથી છુટયો

---

## પ્રકરણ ૧૪ મું



બીજે દિવસે નારાયણે જમી પરવારી હરિકાકાને

પૂછયુ—કાકા આ સામાન કેમ કરી લઇ જાઉં? હરિકાકા બોલ્યા—હવે તું કૉલેજે જા, હુ તે સર્વે પહોચાડી દઇશ

નારાયણ—તમે શા માટે ધક્કો ખાઓ છો ? મને એક પાટીવાળો કરી આપો એટલે તેને સાથે લઇને હુ જ જાઉં હું આ સર્વે બોર્ડિંગે રાખી ત્યાંથી કૉલેજે જઇશ

હરિકાકા—ના તેમ નહિ મારે આજે તારી બોર્ડિંગમાં આવવુ છે હુ ત્યા મારે હાથે તને સર્વે ગોઠવી દઇશ તમને છુટી થશે તેજ વખતે હુ આવીશ તમે ત્યા વેળાસર આવી પહોચજો

નારાયણ—ભલે જેવી તમારી મરજી હે કાકા શેઠને પગે લાગતો જાઉંને ?

હરિકાકા—વાહ બહુ સારૂ તેની રજા લઇને જવુ તે કેટલો વિવેક કહેવાય ! તારા ગામના અને વળી મોટા માણસ છે, આટલા દિવસ આશરો પણ આપ્યો છે અને બીજુ બોર્ડિંગે જઇને નાના શેઠને વિગતવાર એક કાગળ પણ લખી નાખજે

નારાયણ—તમે ઠીક યાદ કરાવ્યુ હું તો તે સાવ ભૂલીજ ગયો હતો તેને પહેલાજ કાગળ લખવાની જરૂર હતી ભલે તેમાથી કાઇ થાત નહિ કે તેઓ મોટા ભાઇને કાઇ કહી શકત નહિ પણ તેને સારૂ તો લાગત !

ત્યાર પછી નારાયણ ધીમેધીમે શેઠ પાસે ગયો શેઠ કઠેડામા તેની જગ્યાએજ બેઠા હતા નારાયણને આવતો જોઇ તેઓ બોલ્યા—કેમ નારાયણ બોર્ડિંગે જવાનુ ખરેખર નક્કી થયુ છે ?

નારાયણ—જી હમણાજ જાઉં છુ હવે પાછો અહીં

આવવાનો પણ નથી આપને પ્રણામ કરવાજ આવ્યો છું આજ્ઞા આપો એટલે જાઉં

શેઠ બોલ્યા—અરે અમે તારા ગામનાજ છીયે અમને તો કહે કે કોને ભરોસે તુ ચાલી નીકળે છે? તારા બાપને હુ સારી પેઠે ઓળખુ છુ તેમને કેટલું ખોટુ લાગશે? વળી તને કાંઇ થશે તો લોકો અમનેજ કહેશે અને વળી રામદાસભાઇએજ તને અહીં મોકલ્યો છે તું ચાલ્યો જઇશ તો તેનો પણ અમને ઠપકો રહેશે તેં રામદાસને કાગળ બાગળ લખ્યો છે તુ અહીંથી ચાલ્યો જાય છે તે તારા બાપુને ખબર છે?

નારાયણ—ના જી તેઓને કાંઇ ખબર નથી પણ તેમને જણાવી શું કરૂં? તેઓ તો કાંઇ પણ મદદ આપતા નથી કારણ કે કર્તાહર્તા આપજમોટા છો, રામદાસભાઇ પણ તેમજ કહેતા હતા એટલે મે કોઇને લખ્યુ નથી

શેઠ—તો પછી નારાયણ તું ચાલ્યો જાય છે તે ઠીક થતું નથી રામદાસને ખબર પડશે ત્યારે તેને કેવુ ખરાબ લાગશે? જે તને ખર્ચ આપતો હોય તેને તું કેમ નથી કહેતો કે હુ તો પેઢી ઉપરજ રહીશ તેમાં તેને પણ ઓછો ખર્ચ દેવો પડશે તો પછી શુ વાંધો છે. તે તો કબૂલજ કરશે તું અમારા ગામનોજ છે ગરીબ અને ખાનદાન છે વળી રામદાસે મોકલ્યો છે તો વીશી ખર્ચ એક રૂપીઓ ઓછો લઇશુ તને ઠીક લાગે તો એમ કરીએ બસ! હવે તારે ચાલ્યા જવાની શુ જરૂર છે હવે તો પેઢી ઉપરજ રહીશને?

નારાયણ—હુ તો આપને ઓશરેજ આવ્યો હતો

આપે જ્યારે વીશી ખર્ચ લેવા કહ્યુ એટલે મારે બીજી તજવીજ કરવી પડી જેણે મને મદદ કરી છે તેણે મને બોર્ડીંગમાજ રાખવાનું નક્કી કર્યું છે જે કાઇ વસ્તુઓ જોઇયે તે પણ બોર્ડીંગમા તૈયાર કરી આપી છે હવે હુ જવાનો અસ્વીકાર કરૂ તો તેને કેટલુ ખોટુ લાગે? બીજી વખત સામુ પણ ન જૂએ હવે હુ તો બોર્ડીંગેજ જઇશ ત્યા મને કાઇ અગવડ પડશે તો હુ આપના આશ્રયમા ચાલ્યો આવીશ મારૂ તો આ ઘરજ છેને?

શેઠ બોલ્યા—તને કોણે મદદ કરી છે તેનું નામ તો અમને કહે એટલે અમને પણ સતોષ થાય કે તું સારા માણસને આશરે ગયો છે. જો કે મુબાઇના મોટા લોકો વિશ્વાસ કરવા લાયક નથી, તેનો મીજાસ એક વખતે કેવો હોય અને બીજે સમયે કેવોઅ હોય આજે તારી સ્થિતિ અને કકળાટ સાભળી મદદ આપવા તૈયાર થઇ ગયો હશે હાથી ઘોડા દેવાની વાતો પણ કરી હશે પણ ચાર દિવસ થશે અને મગજ ફરી જશે એટલે ધક્કો મારશે ત્યારે શુ કરીશ? મુબઇના માણસોને તું તો ઓળખતો નથી માટે હુ તો તને કહુ છુ કે ખાવાના બેઉ ન બગડે તે ધ્યાનમા રાખજે પછી અમે કાઢી મૂકયો તેમ કહીશ નહીં હો!

નારાયણ—હુ તેમ શા માટે કહુ મને એવુ કાઇ થશે તો શેઠ મને અહીં તમે ક્યાં ના પાડો છો તો અહીં આવતો રહીશ હવે કૅાલેજનો વખત થઇ ગયો છે હુ જાઉ છુ એમ કહી શેઠને પગે લાગ્યો, નારાયણના હાથ પકડી ઉભો કરી શેઠે પણ જરા માથુ નમાવ્યુ અને બોલ્યા—વખતે વખતે અહીં આવનો જતો રહેજે હો!

જેવી આજ્ઞા એમ જવાબ આપી ત્યાથી ચાલ્યો ગયો.

હરિકાકાએ પૂછ્યુ—કેમ શેઠ શું બોલ્યા !

નારાયણ—તેણે અહીં પેઢી ઉપર રહેવા કહ્યુ, ખર્ચમા એક રૂપીઓ ઓછો લેવા પણ કહ્યુ અને મને તો કરાવતા હતા કે તું કોને ભરોસે ચાલી નીકળે છે? મુંબઇના શેઠીયા છે આજે મોટા લાડવા પીરસસે અને આવતી કાલે ધક્કો મારશે તો પછી શુ હાલ થશે? કાકા શેઠ આમ કહેતા હતા ત્યારે મારી જીભે તો સરસ્વતી હતી કે કહીજ નાખુ કે મને જેણે મદદ કરી છે તે કોઇ નહીં પણ આપના ભંડારીજી હરિકાકા છે સૂર્ય, ચંદ્ર મર્યાદા લોપે પણ કાકા બદલી જાય તેવા નથી પણ તમે ના કહી હતી એટલે લાચાર, નહિતર તેના મોઢા ઉપરજ ચોકત કે શેઠ તમારા કરતા તો તમારા નોકરો વધારે સારા છે

હરિકાકા—ના ભાઇ એવું કામ કરીશ નહિ માણસોને ભલે જેમ ઠીક લાગે તેમ બોલે હવે તું મોડુ કર નહિ અને જા હુ બરોબર વખતસરજ આવીશ સમજ્યો?

નારાયણ પોતાની ચોપડીઓ લઇ ચાલી નીકળ્યો, તે વખતે મુનિમજી ત્યા આવી પહોંચ્યા અને નારાયણ વિવેક ખાતર બોલ્યો—હું બોર્ડીંગમા રહેવા જાઉ છું એમ કહી મુનિમજીને પ્રણામ કર્યા

મુનિમજી બોલ્યા—એમ ત્યારે ખરેખર જાય છે? પણ આ સારૂ કરતો નથી હો! અહીં પેઢી ઉપર શુ ખોટુ છે શેઠ એક રૂપીયો ઓછો કરે છે, તો પણ તું રહેતો નથી. મને તો લાગે છે કે તું તારે હાથે કરીને દુખી થવા તૈયાર થયો છો. એવો દાતા કર્ણ ક્યાંથી મળ્યો તે પણ કહેતો નથી.

પછી અહીં રડતો રડતો આવી ન પડે તે ધ્યાનમાં રાખજે !

નારાયણ તો કાંઇ બોલ્યો નહિ પણ હરિકાકા જે નજીકજ ઉભા હતા તે બોલ્યા--વાહ હવે છોકરો ચાલ્યો જાય છે તો પણ બળત્રા તો મટતીએ નથી

મુનિમજી—નારે હરિદાસ તે રાજા હોય તો પણ શેઠના કામનો છે તો તેની ફિકર હોય નહિ !

હરિકાકા--હવે ફિકર તો ઘણી કરી આજે તે જાય છે તો તેને આશિર્વાદ આપો એટલે થયુ

મુનિમજી--મારી તો આશિષજ છે છોકરો બહુ મજાનો છે હો ! તારૂ કલ્યાણ થજો એ છોકરા મારી આશિષ છે નારાયણ હરિકાકા સામુ મ્હો મલકાવી ચાલતો થયો

---

## પ્રકરણ ૧૫ મુ



નારાયણને હવે પેઢી ઉપર જવાનું નહોતું કૉલેજેથી છૂટતા વેળાસર અમૃતલાલને સાથે લઇ તે બોર્ડિંગે આવ્યો પણ હરિકાકા તો પહેલાજ આવી પહોંચ્યા હતા તેઓને જોઇ હરિકાકા બોલ્યા હું જરા વહેલો આવ્યો કેમ ! વારૂ ચાલો જૂઓ બધુ ઠીક કયુ છેને ?

અમૃતલાલ--હરિકાકા તમે આ બધુ ઠીક ઠીક ગોઠવવાની મહેનત શા માટે લીધી અમે અમારી મેળેજ વ્યવસ્થા કરી લેત.

હરિકાકા—મને બેસી રહેવુ ગમેજ નહિ તમે સર્વ વસ્તુઓ તો ગોઠવતે, પરંતુ મે વ્યવસ્થા કરી તેમાં મને ઉલટી કેટલી મજાહ પડી

અમૃતલાલ—કાકા તમે પાકા માણસ છો. પણ તમને ઉમંગ અને વાત્સલ્ય છે તેથી આ તકલીફ કાંઇ પણ જણાતી નથી

ત્યાર પછી અમૃતલાલની નજર ઢોલીયા ઉપર ગઇ એ તરફ જોઇ તે બોલ્યો કાકા આ શું લાવ્યા ?

હરિકાકા આ બે ઢોલીયા પેઢી ઉપરજ મારા નકામા પડયા હતા તેથી અહીં લાવ્યો

નારાયણ—કાકા નાહક મજુરી ખર્ચી અહીં બીજે માળે ઢોલીયાની જરૂર ન હોય તમને હવે અમારી ચિંતા કરવા જરૂર નથી. મારે કામકાજ હશે તો હું પોતે ચાલ્યો આવીશ.

હરિકાકા—અરે આટલા બુજ સામાનમા વળી મજુરી તો શું મોટી પડે ?

અમૃતલાલ—ત્યારે શું તમે તમારે માથે ઉપાડી લાવ્યા?

હરિકાકા—તેમા શું કાંઇ શેઠ માણસ નથી ? મારે માથે ઉપાડી લાવું તો પણ તેમા મને શું શરમ છે ?

નારાયણ જરા કચવાઇને બોલ્યો—જૂઓ કાકા તમે આટલી તકલીફ ઉઠાવો નહિ તમે માથે ઉપાડી લાવશો એમ મને ખબર હોત તો અમે તમને અહીંજ આવવા દેત નહિ કેટલુ ખોટું !

હરિકાકા—આજે તારો કાકો ગયો તેથી શું મારો આ જન્મનો અભ્યાસ થોડો છોડી દેવાશે ? તું ભૂલી જાય છે હુ પણ એક પેઢી ઉપર નોકરી કરનારો માણસ છું મારે મારી ચીજવસ્તુઓ હજી માથે ઉપાડીનેજ લાવવી પડે છે. તેમાં શું વાંધો ? તું ભણી ગણી, મોટો માણસ થયો ત્યારે

બસે તું અને મોટાકાકા બનાવી ગાદી તકીયા ઉપર બેસા કજે પરમેશ્વર તારી આશાઓ પરિપૂર્ણ કરે એટલે બસ!

નારાયણ બોલ્યો—તમારી આશિષ ફળે કાકા! પણ હમણાં તમે આટલી મહેનત કરો નહિ

હરિકાકા—હું કોને માટે મહેનત કરૂ બોલ? આવુ તેવુ તુ મનમા લાવ નહિ ત્યારપછી અમૃતલાલ સામુ જોઇ બોલ્યા— જો ભાઇ નારાયણ છોકરૂ છે અજાણ્યો અને અણુસમજુ છે હુ તો તેને તારા હાથમા સોપુ છુ તો તેનું ધ્યાન રાખજે હો ભાઇ! જરા તેને શરીરે અસુખ એ સુખ જણાય તો મને તુરત ખબર દેજે મને તો કોણ જાણે ક્યારે વખત મળે તો શરીરની સભાળ રાખજે

અમૃતલાલ બોલ્યો—કાકા તમે નારાયણ માટે હવે બે ફીકર રહેજો અમે તો બેઉ સગા ભાઇઓ થઇનેજ રહેશુ.

હરિકાક ઉઠીને ઉભા થયા અને બોલ્યા—હવે હું જાઉ છુ જૂઓ આજે મ ગળાર થયો હવે હુ ઘણુ કરીને શુક્ર શનીવારે લગભગ પાછો આવી શકીશ એમ કહી હરિકાકા ચાલ્યા ગયા

હવે અમૃતલાલ અને નારાયણ એકલા પડયા એટલે અમૃતલાલ બોલ્યો—ભાઇ તું તો ભારે નશિબદાર છે! નહિતર આવા કાકા કયાથી મળે! ભાઇ! હરિકાકા માણુસ નથી પણ કોઇ દેવતાજ લાગે છે. મે ઘણાં માણુસો જોયા છે, પણ આવું તો હજારે એક પણ મને તો જોવામાં આવ્યો નથી

નારાયણ—સાચુ ભાઇ હરિકાકા તો કોઇ દેવિપુરૂષજ છે. જૂઓને હુ ક્યાં અને તે ક્યાં? અમે એક બીજાને

ઓળખતા પણ નહોતા અને બે દિવસમાજ મને હરિકાકાએ પોતાનો કરી લીધો મુંબઇમા આવાં માણસો હશે તેવો મને ભરોસો નહોતો આમ કહી નારાયણે એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો

અમૃતલાલ—હરિકાકાની વાત કરતો કેમ આમ ઝાખો પડી ગયો છે!

નારાયણ—હરિકાકા મારે માટે કેટલુ કરે છે! હરિકાકા મારા શુ સગા થાય? પરતુ જે મારા અગત જે મારા પિતા, તેઓ તો મારી સામે પણ જોતા નથી કે હુ જીવતો છુ કે મરી ગયો? ભાઇ! મારી માતા મરી ગયા પછી મારા પિતાજીની માયા પણ કોણ જાણે ક્યાં ગઇ? મને તો તેજ વિચારો આવે છે

અમૃતલાલ—ભાઇ કાંઇ સર્વે થોડા સરખા સુખી હોય છે? જેવુ જેનું ભાવિ હવે તું તે વાતો યાદ કરી દુ:ખી થા નહિ તને જે આશ્રય મળ્યો છે તેવો આશ્રય બીજો એકસો વર્ષ તપસ્યા કરે તો પણ પામે નહિ. ચાલ હવે કાઇક નાસ્તા પાણીનો જોગ કરીએ કેમ? જો હુ કૉલેજથી આવી ચા બનાવુ છુ, અને તે પુરી સાથે ખાઉં છું હમણા મહારાજ રોટલી લઇ આવશે. આજથી તું આવવાનો છે એટલે ચાર પૈસાની પુરી મગાવી છે ચા કરવાનું બધુ હુ અહીંજ રાખુ છુ બજારના ઉકાળા મને નથી પસદ કેમ ઠીકને?

નારાયણ—ભાઇ અમૃતલાલ, મને તો ચા પુરીની આદતજ નથી હુ તો ગામડા ગામનો રહીશ. ચા પુરી જેવુ તો ત્યા દેખીએ પણ નહિ. કોઇ દિવસ સુખ લાગે

તો એક પૈસાના કુરમરા લઇયે એટલે બસ તું પણ આટલી બધી મહેનતમાં શા માટે પડે છે

અમૃતલાલ—ભાઇ તું અમારી સાથે બોર્ડીંગમાં પાચ દિવસ રહીશ એટલે ખબર પડશે કે ભુખ લાગે કે નહિ આ તારી પેઢી નથી કે જ્યાં દાળ, શાક વગેરે ખુબ ખાવા મળે અહિ તો બે કડછી દાળ, બે બટેટા અગર વે ગણુ અને ભાત રોટલી મળશે મીષ્ટાન ફરસાણુંની તો ટોકરી, વળી બે બટેટા તે પણ નામના એ બધો તને અનુભવ થશે આમ જો સવાર સાંજ કાઇ નાસ્તો નહિ કરે તો તો મરીજ જઇશ

નારાયણ—તે બોર્ડીંગના ભોજનની જે વિગત કહી તે તો મારે તો રાજભોગ થયો તુ પેઢીની વાત કરે છે તો પેઢી ઉપર શુ મળે છે તે ખબર છે ? તને શુ કહું ? અરે કેટલાક દિવસ તો હુ સવારે ક્યોજે જમ્યા વગર આવતો એક ટાણા થતાં હતાં, સમજ્યો ! અને એક વખતે જે મળે તે પણ મોટા રસોડાની પાણી જેવી દાળ અને રસ-વાળુ શાક દાળ, ભાત અને રોટલી બાકી કાઇ નહિ બે શાક તો કોઇ દિવસ થતાં નહિ અને એક ટક જમવાનું મળતું તે પણ રાત્રે ૧૧ વાગ્યે અરે તેટલામા પણ આપણ-ને કાઇ વાંધો ન આવતો તે જોતા તો બોર્ડીંગમા કેટલુ સારૂ ? આપણે તા આટલામાં પેટ ભરી જમી શકશું

અમૃતલાલ—આ બાબતમા તો મારો મત તારા સાથે મળતો નથી મને તો આ દાળભાત ભાવતાએ નથી. પરતુ મારા સારૂ જુદુ કોણ કરી આપે એટલે મને તો આ નાસ્તાની ટેવ પડી ગઇ છે. અને વળી ચા ! ચાની

વાત શુ પૂછો છો? ચા કાંઇ આજકાલ નાનીસુની વાત નથી, હુ સારામાં સારો ચા વાપરૂં છુ. મને તો ચા પાંચ છ વખત જોઇયે છે તે તો જો! હું કહુ છુ કે તું બે દિવસ ચા પીશ એટલે ચા વગર ચાલશેજ નહિ. આપણે ત્યા હજી ચા એટલો બધો આવ્યો નથી પણ જો તે ચા આવશે ત્યારે ૧૦૦ ઘરના ગામડામા ૧૫ તો ચાની દુકાનો થશે

નારાયણ બોલ્યો—ભાઇ આ બધી ચાની લપ જેટલી વધારીએ તેટલી વધે ચા તો એક અફીણ કરતા પણ વધારે ખરાબ વ્યસન છે ચાના કરતા તો મારા ચણા કુરમરાજ સારા, જેટલા ખવાય તેટલા ખાઓ પણ કાઇ અપકારજ ન કરે વળી ખર્ચ પણ ઘણો ઓછો ભાઇ મને તો કુરમરા ઉપર ભારે પ્રેમ છે, ઇશ્વરે કેવી સુંદર વસ્તુ અને કેટલી સસ્તી બનાવી છે ઇશ્વર કોને માટે છે?

એ સમગેજ હરિકાકા ત્યા પાછા આવી પહોચ્યા તેના હાથમા એક પડીકુ હતું તે ઓરડીમા દાખલ થતા બોલ્યા—હુ ભૂલીજ ગયો તમને પૂછ્યુજ નહિ કે તમે શુ નાસ્તો કરશો એટલે રસ્તામા યાદ આવ્યુ કે જે ઠીક લાગ્યુ તે ઉપાડી લાવ્યો લ્યો ખાઓ બેઉ જણા એમ કહી નાસ્તાનું પડીકુ ખોલીને તેમની પાસે મૂક્યું

અમૃતલાલ—કાકા તમારા જેવુ ગાંડુ માણસ તો મે કોઇ જોયુજ નહિ આટલે દૂર જઇ પાછો ધક્કો ખાવાની શુ જરૂર હતી? અમે અમારી તજવીજ કરી લીધી છે. જૂઓ હમણા મહારાજ પુરી લાવશે, અમે તો તે ખાઇશુ. તમે તો વિનાકારણ આટલો ખર્ચ કરી આવ્યા.

હરિકાકા—હા ભાઇ હા! જ્યારે તું છોકરાનો બાપ

જઇશ ત્યારે તને ખબર પડશે કે હરિકાકા કેમ પાછા આવ્યા હતા હવે ખાઓ, આ ખાઓ તમે નહિ ખાઓ તો શું હું ખાઇશ?

નારાયણ—કાકા તમે આમ ખર્ચ કરો નહિ નહિતર હું નાશી જઇશ

હરિકાકા—અરે અપવ્યય ઘણો કર્યો છે હવે બે દિવસ તો સદ્વ્યય કરવા દે!

નારાયણ અને અમૃતલાલ હરિકાકા પાસેથી નાસ્તો લઇ ખાવા માંડયા એટલે હરિકાકા બોલ્યા—તમે ખાવા માંડયા તે જોઇ મને કેવો આનંદ થાય છે શું વાત કહું વારૂં હવે હું જાઉં છુ. તમે બહુ સંભાળીને રહેજો હો હવે હું બે ત્રણ દિવસે આવીશ શું કરૂ બહુ દૂર છે નહિતર રોજ આવવાનું રાખુ

અમૃતલાલ—ના કાકા વૃદ્ધ શરીર છે તમે ધક્કા ખાશો નહિ અમેજ વારવાર તમને મળી જઇશું હરિકાકા ચાલ્યા ગયા. અમૃતલાલ બોલ્યો—ભાઇ આટલું હેત તો મેં ક્યાંય જોયું નથી

---

## પ્રકરણ ૧૬ મું



દુર્ગાએ હરિકાકાને કહેલ હતું કે બોર્ડિંગેથી પાછા ફરતા તેને નારાયણના સમાચાર આપતા જવું બોર્ડિંગે જરા મોડું થયું હતું તોપણ હરિકાકાને થયું કે ચાલ લાવ બેસીશ નહિ પણ નારાયણના સમાચાર કહી ઉભા ઉભાજ પેઢી ઉપર ચાલ્યો જઇશ તે દુર્ગાને ઘેરે ગયા

દુર્ગા બોલી—કેમ બહુ મોડા ? મે તો તમને નારાયણને પણ સાથે લાવવાનું કહ્યું હતું અને ત્રણ કલાક થયા તમારી રાહ જોઉં છુ તમે નારાયણને પણ સાથે લાવવાનું પણ ભૂલી ગયા લાગો છો

હરિકાકા—છોકરૂ છે મુબઇથી સાઉ અજાણ્યો છે તેથી તેની ઓરડીની બ્યવસ્થા મે કરી આપી એટલેજ આટલુ મોડુ થયુ તેમા વળી રસ્તામાજ છોકરાઓ માટે નાસ્તો યાદ આવ્યો તેથી એક ચકર વધારે પણ થઇ, નાસ્તો પણ લઇ આવ્યો છુ

દુર્ગા—તમે બજારનો નાસ્તો છોકરાઓને શા માટે ખવડાવો છો ? એતો ઝેર છે એ છોકરો ગામડેથી આવ્યો છે એ કચોરી જલેબી ખાઇને માંદો પડશે તો !

હરિકાકા જરા હસીને બોલ્યા—ત્યારે શુ તુ રોજ તૈયાર કરી આપ અને હુ આપવા જાઉં ? રોજ આટલે દૂર અવાય જવાય નહિ તેમ પેઢી ઉપર પણ રોજ ગેરહાજર રહેવાય નહિ

દુર્ગા—તમે સાભળો તો ખરા ! હુ કયા રોજ ખાવાનું આપવા જવા કહુ છુ જૂઓ મને તો તેને જોઇ એવુ વાત્સલ્ય ઉપજે છે કે તેની શુ વાત કહુ ? મારી મરજી પૂછો તો હુ તો તેને મારી પાસેજ રાખી માણુસ બનાવુ નશીબમા લખ્યુ છે એટલે શુ ઉપાય ! ઇશ્વરે એક બાળક પણ રમાડવા ન આપ્યુ આ જન્મે અને પૂર્વ જન્મે કેટલાએ પાપ કર્યા છે એટલે એ સુખ ઇશ્વર ક્યાથી આપે હુ તો તમને કહુ છુ કે મને કાશી મોકલી આપો. ત્યા હુ મારા પાપોનો પશ્ચાતાપ કરતી હરી નામની માળા

જપીશ બસ ભીખ માગીને પેટ ભરીશ પણ મન તમે જવા દો. મારાથી આ દુનિયા જોઇ શકાતી નથી પણ હરિદાસ આ છોકરાને જોયા પછી તો હું તો કાશીનુ નામ પણ ભૂલી ગઇ છુ જરૂર કોઇ પૂર્વજન્મનો સબધ હશે કે ઇશ્વરે તેને તમારી પાસે મોકલી આપ્યો છે કેમ ખરૂ ને?

હરિકાકાને જવાની ઉતાવળ હતી પણ દુર્ગાની વાત સાંભળી ને તો પેઢીને પણ ભુલી ગયો તે ઉભો હતો ત્યાજ બેસી ગયો, અને બોલ્યો દુર્ગા મને પણ આજ દિવસ સુધી એમજ થતુ હતુ કે દીકરી સુખી છે તો દેશમા જઇ ઘરબાર તેને આપી દઇ કોઇ તિર્થ સ્થળે જઇ બાકીની જીદગી તો સુધારીયે પણ મને શુ ખબર કે પરમાત્માએ મારા સારૂ એક દિકરો સતાડી રાખ્યો હશે? શેઠને ગામથી આ છોકરો આવ્યો, કૉલેજમા જવા માડયો, અને મારી સાથે માયા લાગી હવે તો મને તેનીજ ફીકર છે, તેને કેમ માણુસ બનાવવો તેજ હુ તો જપ્યા કરૂં છુ તો પછી આ પૂર્વજન્મની કોઇ લેણા દેણી નહિ તો બીજુ શુ ? અરે તારા પ્રાણોમા પણ આટલી વાત્સલ્યતા કયાથી ઉભરાઇ આવી ?

દુર્ગા—હરિદાસ તમે નારાયણને ત્યા કેમ રાખી આવ્યા ? ત્યા ખાવા પીવાનુ દુખ હશે તો ? પરદેશ આવ્યો છે, મા મરી ગઇ છે અને બાપ તો સભાળ પણ લેતો નથી જૂઓ તો ખરા દુનીયામા કેવા દુખી પડયા છે નારાયણ માટે કે પારકા છોકરા માટે દુખની વાત સાભળી માતૃજાતિજ આખમા આસૂ લાવી શકે દુર્ગા કુટુબથી ભ્રષ્ટ થએલી હતી, દુર્ગાએ શિલ વેચી જીવન

ધારણ કર્યું હતુ, પરતુ ઇશ્વરે તેના આવા પાપી હૃદયને પણ પશ્ચાતાપથી ધોઇ સદ્‌વિચાર કરવા વખત આપ્યો તે માતૃહૃદયના એક ખુણામા હેલા વાત્સલ્યને હવે વહેવા માર્ગ મળ્યો હતો કોણ જાણે કયાથી આ નારાયણે આવી તેના વાત્સલ્યને વહેતુ કર્યું, અને તેના પથ્થર જેવા શુષ્ક હૃદયને નરમ બનાવી દીધુ તેનુ માતૃહૃદય જનનીના પવિત્ર ભાવે છલકાઇ જવા માડયુ હતુ તેની આંખમાથી વાતો કરતા બે આસુ પડયા

આ સ્થાને દુર્ગાની પૂર્વ સ્થિતિ આપણે કહીશુ દુર્ગા એક બ્રાહ્મણની દીકરી હતી તેના બાપ ખાધેપીધે સુખી હતા, તેઓ કયાય નોકરી કરવા જતા નહિ કારણકે પોતાના બાપુકા ખેતરો અને રોકડ મુડીમા પોતે ઘણા આનદથી રહેતા હતા દુર્ગાની મા હમેશા માદીજ રહેતી એટલે દુર્ગાનુ લગ્ન નવ વર્ષની ઉમરેજ કરી નાખ્યુ હતુ જાણે તેની મા દુર્ગાને પરણાવવાનો લ્હાવ લેવાજ જીવતી રહી હોય નહિ તેમ દુર્ગાનુ કન્યાદાન આપી તુરતજ થોડા વખતમાજ પ્રયાણ કરી ગઇ વય નાની હતી તેથી દુર્ગા માવિત્રેજ રહી હતી સ્ત્રીના વિયોગે દુર્ગાનો બાપ બહુ દુ ખી થતા હતો એટલે સગાવહાલાએ નજીકના એક ગામમા દુર્ગાના બાપને પરણાવ્યો અને તેનુ શૂન્યગ્રહ ફરી જાગતુ કર્યું દુર્ગાની નવી મા પોતાની વિધવા મા અને એક ભાઇને પણ સાથે લઇ આવી પોતાના ધણીને સારી સલાહ આપી દુર્ગાને સાસરે વળાવી દશ વર્ષની કાચી વયે દુર્ગા સાસરે જતા, દુર્ગાના બાપ અને નવી માતા નિશ્ચિન્ત થયા.

સાત વર્ષ દુર્ગાએ સસાર ચલાવ્યો, ત્યા તેને કોઇ પણ જાતનું કષ્ટ નહોતું તેનો સ્વામી ત્યાના જમીનદારને ત્યાં નોકરી કરતો હતો પગાર અને ઉપલક આવકમા ઠીક ઠીક મળી રહેતું હતુ તે વૃદ્ધ જમિનદાર ગુજરી ગયા, અને કારભાર તેના પુત્ર યશોધરના હાથમા આવ્યો આ વખતે દુર્ગાના સ્વામી નવનીતલાલને લાગ્યુ કે હવે નોકરી છોડવી પડશે કારણ કે યશોધર સાથે તેને સારો મેળ નહતો યશોધર છેલ હતો, તેમના બાપ જીવતા તો નવનીતલાલ સભાળીને તેમની નોકરી કરતો હતો પરંતુ હવે તેની સાથેજ પનારો પડયો હતો નવનીતલાલ સાચો માણુસ અને તેનાથી ખોટી ખુશામદ બની શકે તેમ નહોતી આ વખતે નવનિતલાલની ઉમર ૨૧ વર્ષની હતી તેના સસારે પોતે ધણી ધણીયાણી શિવાય કોઇ નહોતું હાલતો દરબાર ગુજરી ગયા એટલે બીજી નોકરીની તપાસ કરતો છતો યશોધરની નોકરી કરતો હતો

એવામા યેશોધરની નજર દુર્ગા ઉપર પડી દુર્ગા તે વખતે પૂર્ણ યુવતી, પરમાસુદરી તેનુ રૂપ અને લાવણ્ય જોઇ યશોધર તો મુગ્ધ બની ગયો અને તે દિવસથી તે નવનિતલાલને મીઠાશથી વશ કરવા લાગ્યો યશોધરના અકસ્માત આવા ફેરફારનું કારણ નવનિતલાલ કાઇ કળી શકયો નહિ યશોધરે પોતાની આ મનોકામના કોઇ આગળ ખોલીને કહી નહિ પહેલા તેણે નવનિતલાલનો પગાર પણ વધારી આપ્યો અને સર્વે કામકાજમા તેનીજ સલાહ પૂછવા લાગ્યો કચેરીમા વધારે વાતચીત થાય નહિ, એટલે વારવાર યશોધર નવનિતલાલને ઘેરે આવવા માડયો નવનિ

તલાલ નિખાલસ માણસ હતો તેથી તે યશોધરની વૃત્તિ કળી શકયો નહિ ધણી—જમીનદાર ઉઠીને પોતાને ઘેર આવે તેને માટે યોગ્ય વિવેક અને કૃતઘ્નતા દર્શાવવામા નવનિતલાલ કાંઇ કમી રાખતો નહિ આ પ્રમાણે યશોધરની વાસના ધીમે ધીમે વધવા લાગી પ્રથમ તો બપોર સપોર થોડી વાર આવી ચાલ્યો જતો હતો, પણ હવે તો કલાકોના કલાકો બેસી રહેવા માંડયો બપોરે ચહા પાણી પણ નવનિતને ત્યા થવા માંડયા, અને તે બાને અનેક ખાવાની ચીજો પણ યશોધર નવનિતલાલને ત્યા મોકલવા લાગ્યો પરંતુ નવનિતલાલને કાંઇ પણ વહેમ આવ્યો નહિ, કયાથી આવે? તે તો ઉલટુ પોતાના ધણીની આટલી કૃપા માટે પોતાનુ અહોભાગ્ય માનવા લાગ્યો પહેલાં પહેલા યશોધર માત્ર ખાવા પીવાની ચીજો મોકલતો પણ પાછળથી દુર્ગા માટે કપડાલતા પણ મોકલવા લાગ્યો યશોધર એક દિવસ આ કપડાની વાત નીકળતા બોલ્યો—વાહ તમે શા માટે ખોટુ લગાડો છો હુ મારે ઘેરે આવી તમારી વહુને કેટલી તકલીફમા નાખુ છુ, તમારી સ્ત્રીજ એ સહન કરે છે, મારે માટે ચાહ નાસ્તા માટે બિચારી કેટલુ કરે છે મે તો આ બે ચાર સામાન્ય વસ્તુઓ મોકલી છે, તેમાં તમારે દુ ખ લગાડવાનું કે સ કોચાવાનુ કાંઇ પણ કારણ નથી. તું મારા મનમા નોકર નથી હો! તું મારો ભાઇ છો હુ વહુને સારૂ શા માટે ન મોકલુ? તેમા તમારે આડા આવવાની જરૂર નથી નવનિતલાલ જવાબમા ઘણુ એ કહી શકતે, આ જગ્યાએ બીજો કોઇ બુદ્ધિમાન અને વિચિક્ષણ વ્યકિત હોય તો અનેક સુયુક્તિઓ ઉઠાવી શકતે, પરંતુ નવનિત-

લાલ બિચારો કાંઈપણ બોલી શક્યો નહિ દુર્ગાને પણ આમા કાંઇ દોષ દેખાતો નહોતો ધણીધણીયાણીને આ બાબતમા પ્રસંગોપાત વાત નીકળતા પણ દુર્ગાએ કહ્યું— આમા શું દોષ છે ? તેઓ આપણા માલિક છે આપણે તેના આશ્રિત છીએ તો માયાથી આપણને આટલું માન આપે છે તે તો આપણું અહોભાગ્યજ છે, વળી દરબાર એવા કાંઇ ખરાબ વિચારના પણ લાગતા નથી તમે તો તેનું વાંકુ બોલતા હતા પણ મને તો તેઓ દેવ જેવા લાગે છે કેવું તેમનું હસતું મ્હો, કેવો સ્નેહભર્યો તમારી સાથેનો વહેવાર ? આપણે ગરિબ માણસ, તેમના ચાકર પણ તેઓમા જરાએ મ્હોટાઇ નથી અને આપણે ઘેર ચાલીને આવે છે દુર્ગાની આ વાતમા પણ તેને કાંઇ અન્ય ભાવ જણાયો નહિ. તેને પણ એમજ લાગ્યું કે આ આપણા સદ્‌ભાગ્યનીજ વાત છે કે આપણા માલેકની આપણા ઉપર મીઠી દ્રષ્ટિ છે

યશોધરને લાગ્યું કે આ પ્રમાણે તો પોતાની વાસના સિદ્ધિને વાર લાગશે અને વખતે વાસના પૂર્ણ પણ ન થાય માટે હવે કાંઇક બીજો રસ્તો કાઢવાની જરૂર છે પોતાના એક ગામમા કાંઇક ટંટો ફિસાદ થયો અને ખેડુતોનું ભરણું અટક્યું હતું, ત્યાં માણસોએ અનેક પ્રયત્નો કર્યા છતા ખેડુતો સમજ્યા નહિ એટલે આ સુયોગનો લાભ લઇ યશોધરે નવનિતલાલનેજ ત્યા મોકલવાનો નિશ્ચાર કર્યો નવનિતલાલની બદલી કરવામા આવે તો તે જાય તેમ નહોતો અને તે ઘરખટલો લઇને જાય તે તો યશોધરને ઠીક લાગતું નહોતું એટલે થોડા દિવસ ગમે

તે રીતે એકલો બહાર મોકલવા જરૂર હતી એક દિવસ નવનિતને બોલાવી બાપુએ પોતાનો અભિપ્રાય જણાવ્યો અને કહ્યું કે તમારે કાઇ ત્યા વધારે દિવસ રોકાવુ નથી તેમ તમારા વગર બીજા કોઇથી ખેડુતો સમજે તેમ પણ નથી નવનિત શુ કરી શકે, તે તો બિચારો પગાર ખાનારો નોકર હતો, માલેકની આજ્ઞા પાળવીજ જોઇએ નહિતર આવી સારી નોકરી જાય ઘેરે કોઇ પુરૂષવર્ગમા ઘરનું ધ્યાન રાખે તેમ નહોતું એટલે પ્રથમ તો તેણે એ બહાનું આપી વાત ઉડાવી મુકી એટલે યશોધરે કહ્યુ — ભાઇ તુ તારા ઘરની ફિકર કરીશ નહિ, હુ હમેશા ખબર કઢાવતો રહીશ હુ કાઇ જૂદો છુ ? આ પ્રમાણે આશ્વાસન મળતા નવનિતલાલ બહાર જવા તૈયાર થયો અને નવનિતલાલની મા અને દુર્ગાની સભાળ લેવાનુ યશોધરને માથે આવ્યુ ત્યાર પછી બે મહિનામા શુ શુ થયુ તે વિસ્તારથી લિપિબદ્ધ લખવા આ લેખણ અસમર્થ છે માણસ કેવી રીતે લોભવશ થઇ આડે માર્ગે દોરવાઇ જાય છે, શયતાનરૂપી કામાન્ધ યુવક કેમ કરીને ટુક બુદ્ધિ અબળાને આંજી નાખી પાપ માર્ગે ખેચી જાય છે, તે લખવુ કે વાચકને વાચવુ પણ યોગ્ય નથી આખરે આખા ગામમા વાતો થવા માડી કે નવનિતલાલની સ્ત્રી કોઇ સાથે નાશી ગઇ, તે કયા ગઇ કોણ ઉપાડી ગયુ તે કોઇને ખબર પડી નહિ આ કામ કોનું છે, તે માણુસો મનમા તો સારી પેઠે સમજતાં હતાં પણ કોઇ ખુલ્લે ખુલ્લું બોલી શકતુ નહોતુ

યશોધર દુર્ગા નાસી ગઇ તે દિવસથી પાચ સાત દિવસ

ક્યાય બહાર નીકળ્યો નહોતો, તે પોતાને ઘેરેજ રહેતો અને નવનિતલાલની સ્ત્રી નાસી ગયાથી તે સર્વ કોઇ કરતા વધારે દુ ખી થયો જણાયો હતો દુર્ગા નાસી જવાથી ગામમા પણ ભારે કોલાહોલ જાગ્યો હતો, યશોધરે પણ દુર્ગાને ઉપાડી જનાર નર પિશાચને યોગ્ય શિક્ષા કરવા મોટી મોટી પ્રતિજ્ઞાઓ લીધી દુર્ગા જે માર્ગે ગઇ હતી તે સિવાયના અન્ય માર્ગે તેણે અનેક માણસો તપાસ કરવા રવાના કર્યા આ સમાચાર સાંભળી નવનિતલાલ પણ ઘેરે આવ્યો તે આવતા સર્વ પ્રથમ યશોધરે તેના આ દુ ખ માટે પોતાને પણ ભારે લાગી આવે છે તેમ દેખાડયુ ગામના એક જણે ખાત્રી આપતા કહ્યુ કે આ બનાવ બન્યા પછી બાપુને બહુ માઠું લાગ્યુ છે અને તેમનાથી બનતા પ્રયત્નો કરવામા તેણે કચાશ રાખી નથી બાપુ બીજા કોઇ માટે આટલુ કરે નહિ નવનિતલાલની આ બે આબરૂથી યશોધરને પણ કેટલું લાગી આવે છે, તે આડકતરી રીતે નવનિતલાલને સમજાવવામા બાપુએ ઘણુ કર્યુ પરંતુ નવનિતલાલ ખરૂ રહસ્ય બરાબર સમજી ગયો હતો અને તેની માની પણ તેજ માન્યતા હતી આ પ્રમાણે હવે નવનિતલાલને આ કામ કડવુ ઝેર જેવુ થઇ પડયુ તેથી તેણે યશોધરની નોકરી છોડી દીધી પોતાના ઘરબાર છોડી જે કાઇ ચીજવસ્તુઓ હતી તે સાથે લઇ ભાગી ચાલ્યો ગયો યશોધરે ઘણુ એ સમજાવ્યો પરંતુ નવનિતલાલ કોઇ પણ રીતે સમજ્યો નહિ

દુર્ગા યશોધરના આશ્રરે મુબાઇમા બે ત્રણ વર્ષ રહી ત્યારપછી અનેક લાલનો બેટો થતો ગયો અને અનેક

ચાલ્યા ગયા સ્વતંત્ર ગમે ત્યા ફરવા લાગી છેવટે તેના યૌવનના અવસાન સમયે કોઇએ તેને રાખી નહિ દુર્ગાની દિવસે દિવસે અધોગતિ થવા લાગી અને આખરે તેને કોઇએ સંગ્રહી નહી તે વખતે હરિકાકા તેના આશક થયા ત્યાર પછીની હકીકત આગળ વાંચી ગયા છીએ

---

## પ્રકરણ ૧૭ મું

એ ચાર વખત આવતા જતામા હરિકાકા બૉર્ડીંગના છોકરાઓ સાથે ભળી ગયા હરિકાકા એક સામાન્ય માણુસ છે તે જાણ્યા છતા કોઇપણ છોકરાએ તેને પોતાની નજરમા ઉતારી પાડયા નહિ ઉલ્ટુ તેની મહત્તા જોઇ, તેની વાતો સાંભળી સર્વેને તેનો અનુરાગ લાગ્યો હરિકાકા હવે તો બધા છોકરાના કાકા થઇ પડ્યા

હરિકાકા જ્યારે બૉર્ડીંગે આવતા ત્યારે છોકરાઓ પોતાનું વાચવા લખવાનું મૂકી દઇ તેની પાસેજ આવીને બેસતા તેઓને કાકા સાથે વાતો કરવામા ભારે આનંદ આવતો હતો અને કાકાના પ્રેમાળ વર્તને તેઓ મુગ્ધજ બની ગયા હતા બોર્ડીંગમા ૧૪ છોકરા હતા સર્વ કોઇ ગુજરાત તરફના હતા તેમ સર્વે હળીમળી એકસંપી બની ગયા હતા ભણુવુ અને કેમ સારો અભ્યાસ થાય કેમ સારે નંબરે પાસ થવાય તેજ તેઓનું રટણુ હતુ આજે છે તેટલા તે વખતે નાટક સીનેમા નહોતા ક્રિકેટની રમત કાંઇક થોડી થોડી સ્કુલમા દાખલ થઇ હતી, પરંતુ ફુટબોલ તો હજી દરિયાની પહેલી પાર જ હતો તે વખતે દેશભક્તોના કાંઇક

ભાષણોની લગની લોકોને લાગી હતી ફીરોજશાહ મહેતાનુ ભાષણ સાંભળવા કોલેજીયનો વારવાર જતા હતા પરતુ બૉર્ડીંગના ધારાધોરણ બહુ કડક હતા તેથી કોઇકજ વખતે આ લોકો વખત મેળવી શકતા હતા છોકરાઓ એક સાથે જમવા બેસતા, અને કોઇ પોતાના પૈસાનુ જુદુ કાંઇ મ ગાવી ખાતા નહિ બૉર્ડીંગની ફી પણ તે વખતે બહુબહુ તો દશ રૂપીઆ આવતી હતી નારાયણ અહિ આવી પોતાની દારિદ્રતા જરાએ અનુભવી શકતો નહોતો તેણે જોયુ તો નાના મોટા, ગરીબ અને શ્રીમત સર્વે હળીમળીને રહેતા હતા તેને પહેલા તો એવી બીક લાગી હતી કે પોતે ગરિબનો છોકરો અને વળી તેને એક ભ ડારી કાકો મદદ કરે છે તે સાભળી છોકરાઓ વખતે મ્હો મરડશે તો ! પણ અહિ તો શ્રીમત અને ગરિબના છોકરાઓ એક સાથે હરિકાકાના ભત્રિજા બની ગયા તેઓ હરિકાકા એક સામાન્ય માણસ છે તેમ મનમા લાવતાજ નહોતા, અને હરિકાકા આવતા ત્યારેજ તેઓને ચેન પડતું હતું જો કોઇ દિવસ એકાદ દિવસ મોડા આવે તો હરિકાકા ઉપર ખીજાતા હરિકાકા પણ છોકરાઓથી કટા-ળતા નહોતા પહેલા આપણે કહી ગયા ત્યારે હરિકાકાને હજી એક બે છોકરાઓથીજ ઓળખાણ થઇ હતી, ત્યાર પછી વારવાર આવતા બધા છોકરાઓને હરિકાકાનો પ્રસ ગ પડતો ગયો અને થોડા વખતમા તો આખી બૉર્ડી-ગના કાકા પણ સ્થપાયા હવે હરિકાકા એકલા અમૃત-લાલ અને નારાયણ માટે ખાવાનું લાવતા નહિ વાહ ! કેવુ ખરાબ દેખાય ! તેને તો હવે નારાયણ અને બીજા

પરાયા કાઇ પણ જુદા લાગતા નહોતા, તે તો સર્વના કાકા એટલે જ્યારે જ્યારે આવતા ત્યારે ચૌદ પહર જણાને પુરૂ થાય તેટલુ લાવતા છોકરાઓ પણ તેમની સાથે ભારે લહતા એક વખત સવારે હરિકાકા એક આબાની પાટી ઉપડાવી બૉર્ડીંગે આવી પહોંચ્યા સર્વે છોકરાઓ તે વખતે હાજર હતા મહારાજે આ આબાની પાટી જોઇ ઉંચે સ્વરે હરિકાકાને કહ્યુ—અરે હરિકાકા તમે આ શુ જુલમ માડયો છે? મહારાજની રાડારાડ સાભળી બોર્ડિંગનો માલેક જગન્નાથ મહારાજ અને છોકરાઓ પણ ત્યા આવી પહોચ્યા આબા જોઇ જગન્નાથ મહારાજ બોલ્યા—ના હારકાકા છોકરાઓ માટે તમારા આમા અમારે જોઇતા નથી તમે જ્યારે આવો છો ત્યારે કાઇક ધમાલ લઇ આવો છો માટે કાકા આ ઠીક થતુ નથી, જૂઓને આજે વળી આટલા આબા લાવ્યા! એટલે હરિકાકા હસતા હસતા બોલ્યા-તેમાં શુ થઇ ગયુ? આજે મારી ઇચ્છા આબાની થઇ તે આબા લાવ્યો આમ કહી માહારાજ સામુ જોઇ વળી હરિકાકા બોલ્યા—એ મહારાજ લ્યો આનો રસ કાઢો રસ એક છોકરો જે સૌથી મોટો હતો તે બોલ્યો—હરિકાકા આજ જગન્નાથ મહારાજ રાડો કેમ પાડે છે તે તમને ખબર છે? તમે તો આમા દઇને છુટી જશો પણ તેને ચાર પાયલી લોટની બાઇ બેસસે તે તમને ખબર છે? એટલે જગન્નાથ મહારાજ બોલ્યા-એમ કેમ કહો છો ભાઇ! અમૃતલાલ બોલ્યો—તેમાં શુ ખોટુ? પરતુ તમારૂં દીલ તેવુ નથી પણ હરિકાકા ક્યા આટલા છોકરાઓને

પોતાને ઘેર આંબા ખાવા નોતરે? તેઓ આટલુ ખર્ચ કોઇ દીવસ અમારે માટે કરે છે તો તમો પણ કયા એવા લોભી મનના છો? તમે પણ હરિકાકાને કાકાજ કહો છો હરિકાકા બોલ્યા—હા ભાઇ હુ તમારામાં સૌથી મોટો છોકરો તમે સર્વે મારા પ્રભુ હવે તમે ગડબડ બધ કરો જગન્નાથ મહારાજ બિચારા કયા કાંઇ કહે છે તેમેજ તેને શરમાવો છો

અમૃતલાલ બોલ્યો—હરિકાકા આજે તમને આટલો બધો ખર્ચ કરવાનો શુ સોલો ચઢયો?

હરિકાકા—અરે સોલો તે વળી શુ ચઢે? કાલે અમારી પેઢી ઉપરથી એક વેપારી પોતાને દેશ ગયો તે અહિથી વેપારમા ખુબ કમાઇને ગયો એટલે જતા જતા મને ૫૬૨ રૂપીઆ આપી ગયો એટલે મે તે ૫૬૨ રૂપીયાને આમ કામે લગાડયા

એક છોકરો બોલ્યો—કાકા તમને આટલા બધા ભાત્રજા ધમકાવે છે તે તમને કેમ ગમે છે?

હરિકાકા—ભાઇ આજે તને સમજણુ નહિ પડે એ લાવતો જેના નશીબમા હોય તેનેજ મળે અરે મહારાજ હવે શુ જોયા કરો છો, આબાનો રસ કાઢવા માડો હવે મને વખત થાય છે હું જઇશ

બીજો છોકરો બોલ્યો—અરે કાકા તમારે રૂપીઆ રાખવાની કોઇ જગ્યા નથી કે આમ ખર્ચ કરી ઉડાવી નાખો છો?

હરિકાકા—ભાઇ તુ મારા જેવડો થઇશ ત્યારે તને ખબર પડશે કે આવા ખર્ચ કરવામાં કેવો આનંદ આવે છે

અમૃતલાલ બોલ્યો—કાકા આજે તો આહિ અમારી સાથેજ જમો

હરિકાકા—ભાઇ મને કાઇ વાધો નથી પણ આજે મારે અગ્યારશ છે છતા હુ ફરી એક વખત આવી જઇશ અને તમે જમી લેશો તે પછી જઇશ હમણાં તો જાઉં છુ, એમ કહી કાકા ચાલ્યા ગયા

બરાબર જમવા વખતે હરિકાકા આવી હાજર થયા જમવામા અનેક ગપાટા સપાટામા અને હરિકાકા પોતે પીરસતા હોવાથી છોકરાઓ દાબી દાબી આગ્રહે ખુબ જમ્યા તેનુ પણ કોઇને ભાન રહ્યુ નહિ

રાત્રે હરિકાકા દુર્ગાને ઘેરે ગયા દુર્ગા તે વખતે માળા ફેરવતી હતી તે હરિદાસને આવેલા જોઇ માળા મૂકી દઇ બોલી—કેમ શુ ખબર છે ?

હરિકાકા—આજે નારાયણ પાસે ગયો હતો

દુર્ગા—કેમ છે તો સૌ સારી પેઠે ?

હરિકાકા—અરે સૌ લહેરમા છે આજે ત્યા જમણુ વાર હતી એટલે સૌ જમાડવા ગયો હતો

દુર્ગા—તમને નોતરૂ હતુ કે એમજ ?

હરિકાકા—તુ પણ ઠીક છો આટલી ઉમરે મને નોતરૂ વળી કેવુ ? પણ શુ કહુ દુર્ગા ? આવુ નિમત્રણ

અને આવી લહેર તો મને જીંદગીભરમા ક્યારે પણ મળી નથી

દુર્ગા—એવુ બધું તે શુ હતુ ?

હરિકાકા એક આસન પાથરી, ઉપર નીરાતે પલોઠી વાળીને બેસતા બોલ્યા—પેટ ભરી ખાવુ એજ શુ લહેર છે ? આજે નારાયણુ અને બીજા બધા છોકરા સાથે આનંદ અને મોજમા એવા તો જમતા હતા કે તેઓના મ્હો હસતાં હસતા ફુલી જતા હતાં, અને મારો આનદ તો ક્યાય સમાતો નહોતો તેઓ જ્યારે કહે, હરિકાકા ફુલાણુ આપો, આ આપો, એમ ધમાન કરે શોરબકોર કરે ત્યારે તો મારી અવસ્થાજ હુ ભુલી ગયો હતો હુ કોણુ જાણે ક્યા હોઉં તેવુ લાગતુ હતુ દુર્ગા તે આનદ તે શોભા જોવા તું હાજર હોત તો તને પણ શેરએક લોહી ચડને અને તને કહેવાની મારી હોંશ સમાતી નહોતી

દુર્ગા—પણુ આજે ત્યા એવુ શુ હતુ કે જમવાનુ કર્યું હતુ ?

હરિકાકા—અમસ્થુ ! કાલે રાત્રે એક વેપારી મને પદર રૂપીઆ આપી ગયો, એટલે મારી એવી મરજી થઇ કે આ રૂપીઆ ચાલ નારાયણુની મડળીને ખવડાવી દઉં તેથી આજે એક આનાની પાટી લઇ ગયો હતો અને તેઓને સારી પેઠે જમાડયા

દુર્ગા—બહુ સારૂ કર્યું પણુ મારા નશીબમા ક્યાથી કે હુ આવી શકુ ? જૂઓ મને પણુ મરજી થાય છે કે છોકરાઓને એક દિવસ જમવાનું કહુ તે નારાયણુ

છોકરાઓને સમજાવે તો થાય તેઓ એક વખત તો મારે ઘેર આવવાની હા નજ પાડે એટલે હુ પણ નારાયણને કહી શકતી નથી એમ કહી દુર્ગાએ એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો

હરિકાકા—તું શા માટે આટલી કચવાય છે હવે તારી ઇચ્છા છે તો કોઇ દિવસ થઇ રહેશે, શુ મોટી વાત છે વારૂ હવે બહુ મોડુ થયું છે એમ કહી હરિકાકા પેઢી ઉપર ગયા

---

## પ્રકરણ ૧૮ મુ



આપણે વાત કરીયે છીયે તે વર્ષના શિયાળે મુબઇમા શિતળાનો ભયકર રોગ ફાટી નીકળ્યો હતો તે વખતે સરકારનો આજના જેટલો બદોબસ્ત નહોતો તેમ કોઇ રોગચારો ફાટી નીકળતા, મ્યુનીસીપાલીટી પણ કાઇ ઉપાયો યોજતી થઇ નહોતી

વસતઋતુ બેઠી શિતળાના ભયે સૌ સૌ પોતાને દેશ નાસી જવા માડયા પરતુ જેનો કાઇ ઉપાયજ નહોતો તેઓ મુબઇમા મરણીયા થઇ પડી રહ્યા હતા જેનું આયુષ્ય હોય તે બચી જતુ પરતુ માણસનો મરો તો જુલમજ હતો, શ્મશાને ડાઘુઓ સવારે જાય તે સાજે માડ માડ પરવારી આવતા

સ્કુલો અને કૉલેજો પણ બધ થઇ ગઇ હતી, છોકરાઓ પોતાને દેશ નાશી જવા માંડયા નારાયણના જોડી-

હારો પણ હવે પોતપોતાને ઘેર જવાની ઉતાવળમાં પડયા હતા નારાયણને પોતાને ઘેર જવાનું કહેવામા આવતા તે બોલ્યો--મારે કયા ઘરબાર છે? હું કયા જાઉં? ભાઇ

અમૃતલાલ—તો પછી ચાલ મારે ઘેરે એજ વખતે હરિકાકા હાફતા હાફતા બોર્ડીંગે આવી પહોચ્યા, તેને આજે પાચ દિવસ થયા તાવ લાગુ પડયો હતો તે પાચ દિવસ થયા નારાયણની સભાળ લેવા આવી શકયા નહોતા, તેમ તેની પાસે કોઇ માણસ નહોતુ કે નારાયણના ખબર અતર લાવે, આવા ભયકર રોગચાળામા કોણ કોનું થાય? હરિકાકાને તાવ લાગુ પડયો ત્યારથી તેને નિદ્રા પણ આવી નહોતી તાવ કાંઇ જેવો તેવો નહોતો, ચાર લાઘણ થવાથી તેનું શરીર એકદમ દુર્બલ થઇ ગયુ હતુ પેઢી ઉપર સર્વ માણસોને ભય લાગ્યો કે હરિકાકાને શિતળા નીકળશે આવા મોટા તાવમા પણ હરિકાકા બોર્ડિંગે આવ્યા, તેનો જીવ પેઢી ઉપર ટકી શકયો નહિ નારાયણની ખબર પૂછયા વગર તે કેમ સુતો રહી શકે?

પેઢીથી બોર્ડીંગ કાંઇ બહુ દૂર નહોતી, તો પણ હરિકાકા ધીમે ધીમે આટલો રસ્તો ચાલીને આવ્યા હતા દુર્બલ શરીર આટલી તકલીફ કેમ સહન કરી શકે હરિકાકા માડમાડ સીડી ચઢી નારાયણ જે ઓરડીમા બેઠો હતો તેના દરવાજા સુધી માડ માડ પહોચી શકયા દરવાજા આગળ પહોચતાંજ તેનુ દુર્બલ શરીર હાથ ન રહ્યુ અને તે ત્યા બેસી ગયા તેની આ અવસ્થા જોઇ, શુ થયુ શુ થયુ એમ બોલતા સર્વે છોકરા ઓરડી બહાર દોડી આવ્યા

નારાયણ તો હરિકાકાને વળગી પડયો અને બોલ્યો—તમે આમ કેમ કરો છો ? અરે અમૃતલાલ આ તો કાકા તાવમાં બળે છે

હરિકાકામાં હવે બોલવાની પણ શક્તિ નહોતી, અને દિવાલોનો આધાર લઇ આંખો મીંચી બેસી ગયા હતા પાંચ સાત છોકરાઓએ હાથોહાથ ઉપાડી હરિકાકાને એક બિછાના ઉપર સુવડાવ્યા હરિકાકાને આ વખતે કાંઇ પણ જ્ઞાન નહોતું

સર્વ કોઇ શું થયું ? શું થયું ? તેમ પૂછવા લાગ્યા જગન્નાથ મહારાજ પણ તેની ઓરડીમાથી અહીં આવ્યા તેણે પણ પૂછ્યું—કાકાને શું જણાય છે ? કેમ આમ સુતા છે ? તમે સૌ ગડબડ મૂકો તેને જરા વિશ્રાંતિ લેવા દ્યો નહિતર વગર મોતે માર્યા જશે

નારાયણ બેબાકળો જગન્નાથના બે હાથ પકડી રડતો રડતો બોલ્યો—અરે જગન્નાથકાકા મારા કાકાને બચાવો મારા કાકાને આ શું થયું ?

જગન્નાથ—અરે શા માટે ગભરાય છે ? કાંઇ નથી તારા કાકાને આટલે દુરથી ચાલીને આવ્યા છે તેનો થાક લાગ્યો છે તમે કોઇ થોડો પવન નાખો એટલે કાકા હમણા આંખો ખોલશે

આંખે પાણી છાંટયું ખુબ પવન પણ કર્યો છતા હરિકાકાને શુદ્ધિ આવી નહિ એટલે અમૃતલાલ બોલ્યો—હવે આમ જોયા કરવું શું કામનું ? ચાલો હું

ડાકટરનેજ બોલાવી લાવુ જે કોઇ મળશે તેને ઉપાડી લાવુ છુ આમ કહી તે ડાકટરને બોલાવા ગયો સર્વે છોકરા જેનાથી જે બન્યુ તે હરિકાકાની સેવા કરવા માડયા પદર મીનીટમા અમૃતલાલ એક ડાકટરને તેડી લાવ્યો દાકટરે રોગીની તપાસ કરી મલિન મુખે કહ્યું—આ દરદીને તો શિતળા છે શરીર બહાર નીકળ્યા નથી ઉપાય કરવા તે વૃથા છે, તેને જેમ બને તેમ તેને ઘેર પહોચાડો શિતળા બહુ ભયકર ચીજ છે આ રોગમાથી ભાગ્યેજ કોઇ બચે છે છતા જૂઓ હુ તમોને બે જાતના ઓસડો આપુ છુ, તેમાથી એક બે બે કલાકે પાજો અને બીજુ એક છે તે કપડાનો ટુકડો ભીંજાવી તેના આખા શરીરે લગાવજો જો આજની રાતમા તેને શિતળા બહાર દેખાશે તો હજી તેને માટે આશા રાખી શકાશે નહિતર પ્રભુ ઇચ્છા હું જાઉં છુ કે તમે સર્વે કૉલેજી-યનો છો તો તમારે આ રોગી પાસે ઉભા રહેવુ ઠીક નથી મુબાઇમા રહેવુ પણ સલામત નથી વારુ આ દરદી તમારામાથી કોનો સગો છે?

નારાયણ બોલ્યો—તેઓ મારા કાકા છે.

ડાકટર બોલ્યા—મારી સલાહ માનો તો તમે આ દરદિને ઇસ્પિતાલે મોકલી આપો તમે આહિ તેની સારવાર કરી શકશો નહિ તમારે હાથે પણ કરવી સારી નથી હમણાને હમણા ગાડી બોલાવી તેને ઇસ્પિતાલે પહોચાડી આવ અને સાર પછી તમે બધા મુબાઇ છોડી ચાલ્યા જાઓ

અમૃતલાલ બોલ્યો—અમે કોઇ પણ જઇ શકીયે તેમ

નથી, અને હાસ્પિતાલમા મરવા પણ મોકલશુ નહિ અમારા જીવ છે ત્યા સુધી તો અમે કાકાની સેવા કરશુ તેમ કરતા અમે પણ મરી જઇએ તોપણ ફિકર નહિ પરતુ કાકાને છોડીને અમારાથી ક્યાંય જવાશે નહિ

ડાકટર અમૃતલાલ સામું દિંગમુઢ થઇજ રહ્યા આવી વાત તો તેણે ક્યાય સાભળી નહોતી મુબાઇ શહેરમા તે અનેક દરદીને જોવા ગયા હશે, પણ રોગી પાસે તેના અગત એક બે જણા સિવાય કોઇ દરદી પાસે આવવાનું ક્યાય પણ સાહસ કરનાર જોયુ નહોતુ જ્યારે અહીં તો છોકરા પોતાના પ્રાણની પણ દરકાર કરતા નથી એટલે સવિસ્મયે બોલ્યા—આ દરદિ આ છોકરાનો કાકો છે, પણ તમે શામાટે આટલા જોખમમા બેસી રહો છો ? હુ તો કાઇ—

દાકતરના બોલવાની વચ્ચે અમૃતલાલ બોલી ઉઠ્યો— અરે એ કાંઇ એકલા નારાયણના કાકા નથી ! અમારા બધાના કાકા છે તેમ મનુષ્ય નથી પણ દેવતા છે ! આના જેવા માણસો જગતમા થોડા હશે સાહેબ ! આમ કહી હરિકાકાનો ડાકટરને અમૃતલાલે યોગ્ય પરિચય આપ્યો

ડાકટર હરિકાકાની કથા સાભળી મુગ્ધ બની ગયા તેણે કહ્યુ, જૂઓ હવે તમે વિલમ્બ કરો નહિ તમારામાથી એક જણ મારી સાથે ચાલો એટલે દવા મોકલુ ત્યાર પછી જે કાઇ કરવાનુ છે તે હુ સભાળી લઇશ ફરી હુ સાજના આવીશ અને મારાથી જે બનશે તે કરવામાં બાકી નહિ રાખુ

આટલું બોલી ડાકટર ઉઠીને ઉભા થયા અમૃતલાલ એ વખતે દાકક્તરને ફીના ૫૬૨ રૂપીઆ આપવા ગયો, એટલે દાકતર સાહેબ પોતાનો હાથ ખેંચી બોલ્યા— રૂપીઆ ! અરે હું એક પૈસો પણ નહિ લઉં ઉપરાંત જ્યારે મારી જરૂર હોય ત્યારે વગર સંકોચે મને બોલાવજો તમે જ્યારે આવા મહાત્મા માટે તમારા પ્રાણોની પરવાર પણ નથી કરતા તો મારાથી બને તે મને પણ કાં ન કરવા આપો ? હું પણ મનુષ્ય છુ હું પણ એક દિવસ તમારા જેવો વિદ્યાર્થી હતો પરંતુ તમારા જેવા વિદ્યાર્થીઓનો મે ક્યાય જોયા નથી મને તો લાગે છે કે તમારી એક લાગણીના પ્રભાવેજ આ કાકાને ઉની આચ પણ નહિ આવે ઇશ્વર તમારા સામુ જરૂર જોશે વારૂ ચાલો હવે મારી સાથે કોણ આવે છે ચાલો

અમૃતલાલ ડાકટર સાથે ગયો નારાયણ તો બે ખબર બેઠો હતો

---

## પ્રકરણ ૧૯ મુ



ડૉકટર અને અમૃતલાલ ચાલ્યા ગયા એટલે નારાયણે સર્વે છોકરાઓને કહ્યું—મારી વિનતી છે કે આપ સર્વે એ કાકાની ચાકરી જે બની તે કરી હવે આપ સૌ માફ કરો

એક છોકરો બોલ્યો—એમ કેમ ? તુ શુ હજી આથી વધારે મોટા ડૉકટરને બોલાવવા માગે છે

નારાયણ—ના ભાઇ એમ હુ નથી કહેતો, સારવારમા હુ શુ સમજુ પણ ડૉક્ટર કહી ગયા તેમ કાકાને શિતળા છે તો રોગીની પાસે રહે તેને તેનો ચેપ લાગે માટે તમે સર્વ તમાના પ્રાણ શા માટે જોખમમા નાખો છો ? હુ એમ કહુ છુ કે તમે સૌ તમારે ઘેરે જાઓ હુ કાકાની સેવામા બેઠો છુ ઉપરાત તેનુ એક બીજુ પણ અ ગત છ તેને પણ ખબર આપવાની જરૂર છે પરતુ અત્યાર સૂધી હુ તે વાત તમારા આગળ કહી શકતો નહોતો પણ હવે તો ચાલી શકે તેમ નથી તમે કોઇ કોઇ મનમા લાવો નહિ તોજ કહુ

મોટો છોકરો બોલ્યો,—એવી તે શુ વાત છે કે તુ આટલો બધો સ કોચાય છે ? આ સકોચાવાનો સમય નથી બોલ, હરિકાકાનુ બીજુ તે કોણ છે એટલે તેને તાબડતોબ ખબર આપીયે હરિકાકા અત્યારે ભય કર સ્થિતિએ છે અત્યારે બિલકુલ સ કોચાવા જેવુ રાખવુ એ ઠીક નથી બોલ જે હોય તે કહી નાખ !

નારાયણ બોલ્યો—તો સાભળો, હરિકાકાએ ઘણા વખત થયા એક રખાત રાખી છે હુ તેને માસી કહીને બોલાવુ છુ તે મને પોતાના દિકરા જેવો ચાહે છે પરતુ તે કાકાને હમણા પહેલાની માફક વાસના દ્રષ્ટિથી જોતા નથી તે તો કાકાને પૂજે છે તેઓને જોઇ, કે તેમનો વ્યવહાર જોઇ આપણને એમ નજ લાગે કે આ માણસ એક વખત કુપથે હતા તે બાઇને જોતા પૂજ્ય ભાવ ઉત્પન્ન થાય તેવા છે તો તમારી સૌની રજા હોય*

અને કોઇને કાઇ ખરાબ ન લાગે તો હું તેને ખબર આપુ તેઓ આવશે એટલે આપણા કોઇને કાઇ કરવુ પડશે નહિ તેઓ પોતાના પ્રાણની પરવા ન કરતા રાત્રિ દિવસ કાકાની સેવા કરશે અને તેથી—

મોટો છોકરો ઉતાવળો ઉતાવળો વચમાજ બોલી ઉઠયો—હા એ બધુ સમજ્યો! એ વાતમા બીવા જેવુ કાઇ નથી તેમ અમને પણ કાઇ મનમા આવશે નહિ હવે તુ જલદી જા અને ગાડી કરી તેમને જલદી અહીં તેડી લાવ અહીં કોઇ તેમની તરફ તિરસ્કાર નહિ લાવે એ ખાત્રીથી માનજે અને હવે તારે પણ વિલબ કરવો ઠીક નથી માટે જલદી જા

નારાયણ તરતજ દુર્ગાના ઘર તરફ ચાલી નીકળ્યો

---

## પ્રકરણ ૨૦ મુ



નારાયણ બોર્ડિંગમાથી જ્યારે બહાર નીકળ્યો ત્યારે આશરે ચારનો અમલ થયો હતો તેને એક વખત તો મનમા થયુ કે ગાડી કરીને જલદી દુર્ગાને ઘેર પહોચુ પણ બીજી ક્ષણે તેને લાગ્યુ હવે કોના આધારે હુ ખર્ચ કરૂ કાકા હવે શુ બચશે? તેની છાતી આવા વિચારે ફાટી પડતી હતી આ ભયકર રોગમાથી કોઇ પણ બચતુ નથી તો કાકા કયાથી બચે, હાય ભગવાન આ તમે શુ કર્યું? મારૂ કાકા સિવાય જગતમા કોઇ પણ નથી, આ હરિકાકાજ માત્ર તેના એકના એક આધાર છે

હરિકાકાની મદદેજ હું કૅાલેજમાં ભણી શકુ છુ ત્યારે કઠોર વિધાતા તું આ શુ જુલમ કરે છે રસ્તે ચાલતા ચાલતા તેને અદ્રષ્ય નજરે દેખાવા લાગ્યુ કે જાણે હરિકાકા હવે ચાલ્યા ગયા છે અને જાણે પોતે રસ્તા ઉપર એક રખડતો ભીખારી થઇ ગયો છે બીજી ક્ષણે તે દ્રષ્ય લોપાઇ જતા તે ઉતાવળો ઉતાવળો દુર્ગાના ઘર તરફ જવા લાગ્યો પણ તેના શિથિલ પગ ઉપડી શકતા નહોતા નારાયણની શક્તિજ હરાઇ ગઇ હતી તેના સર્વાંગે પસિનો આવી ગયો હતો આમ કરતા માડમાડ તે દુર્ગાને ઘેરે પહોચ્યો અને ત્યારે માંડમાડ કુશકાઓના મણકા ઝટકયા

તે મહા કષ્ટે દુર્ગાને ઘેરે તો પહોચ્યો, તેની છાતી ફાટી પડતી હતી આ સમાચાર સાંભળી દુર્ગાની શી સ્થિતિ થશે? તે વિચારે નારાયણ વ્યાકુળ થઇ ગયો પોતાનું હૈયુ હાથ રહેતુ નહોતું તો પછી દુર્ગાને આ સમાચાર કેવી રીતે કહેવા તેના પગ ઉપડતા નહોતા તે તો ભાગીજ પડવા હતા તે જરા પાસેના ઘરનો દરવાજો પકડી ઘડીભર ઉભો થઇ રહ્યો, અરે પ્રભુ! માસીને હુ શુ કહું?

બે ત્રણ મિનિટ આમ વિચાર કરતો ઉભો રહ્યો તેને લાગ્યુ કે હુ જેટલુ મોડુ કરૂ છુ તેટલુ હરિકાકાને વિશેષ દુ:ખ થશે તેની જીવવાની આશા તેટલીજ ઓછી થતી જશે હવે ગમે તેમ કરીને દુર્ગાને તો લઇ જાઉં બીજુ શુ થાય હે પરમાત્મા

વળી અચાનક તેના મનમા થયુ હાય, હાય. હું તો અહીં વિચારો કરૂ છુ ઢીલ કરૂ છુ અને એટલામાં

હરિકાકાને કાંઇ થયું હશે તો ? તેનું શરીર કંપી ઉઠયું, હાય ! હાય ! હું હરિકાકાને મૂકીનેજ શા માટે આવ્યો, કદાચ પાછો જઇશ અને કાકાને જીવતા નહિ જોઇ શકું તો !

નારાયણ ગાડાની માફક છુટી દુર્ગાના દરવાજાને વળગ્યો. બારણું અંદરથી બંધ હતું નારાયણ જરા શિથિલ હાથે સાંકળ ખખડાવી ત્યાંજ બેસી ગયો, તેનામાં ઉભવા જેટલી પણ શક્તિ રહી નહોતી દુર્ગા છેક અંદર કાંઇ કામકાજમાં હતી તેથી તેણે સાંકળનો ખડખળાટ સાંભળ્યો નહિ, નારાયણે જરા જોરથી સાંકળ ઠોકી હોત તો દુર્ગા સાંભળતે પરંતુ નારાયણના હાથમાં જોરજ કયાં હતું કાંપતા હાથે તે જરા સાંકળ ખડખડાવી ત્યાંજ બેસી ગયો હતો, આમ ધીમો અવાજ દુર્ગાને પહોચ્યો નહિ એટલે દુર્ગા કયાંથી ઉઘાડે

એક મિનિટ થઇ પણ બારણું ખુલ્યું નહિ, એટલે નારાયણને લાગ્યું કે દુર્ગામાસીએ સાંભળ્યું નહિ હોય એટલે વળી ઉભા થઇ જરા જોરથી સાંકળ ઠોકી અંદરથી દુર્ગા બોલી--કોણ ?

નારાયણ દુર્ગાના સવાલનો જવાબ દઇ શકયો નહિ કાંઇ જવાબ ન મળ્યો એટલે દુર્ગા જાણે એ તો મને સાંકળનો ખોટો ભણકારો થયો હશે એટલે તેણે બારણું ખોલ્યું નહિ

નારાયણે ફરી સાંકળ ઠોકી એટલે દુર્ગાએ બારણું ખોલ્યું અને જોયું તો મલિન મુખે નારાયણ ઉભો છે નારાયણને જોઇ દુર્ગાએ પૂછયું—નારાયણ તેં સાંકળ ઠોકી

હતી? મેં કોણુ એમ પૂછયુ ત્યારે જવાબ કેમ આપ્યો નહિ આ શુ? તારૂ મ્હો આમ કેમ પડી ગયુ છે? આજે આવો ઢીલો કેમ દેખાય છે? આમ બોલતી દુર્ગા તેનો હાથ પકડી ઘરમા ઘસડી ગઇ

નારાયણુ શુ બોલે? શુ કરવુ તે સ્થિર કરી શકયો નહીં એટલે દુર્ગા ગળગળી થઇ બોલી—ભાઇ તુ આમ શુ કરે છે? તને ઠીક નથી? એમ કહેતી નારાયણુના પરસેવાથી રેબઝેબ થયેલા કપાળે હાથ ફેરવવા લાગી

આ સ્નેહ સ્પર્શે નારાયણુનુ હૈયુ ફુટી પડયુ તે પોક-પોક ધ્રુસ્કા મૂકતો રડવા લાગ્યો અને બોલ્યો—અરે માસી આપણુ તો સત્યાનાશ વળવા બેઠુ છે!

દુર્ગા—શુ છે, નારાયણુ! જલદી બોલને ભાઇ

નારાયણુ—અરે માસી શુ કહુ આજે દુ ખનો ડુગર તૂટી પડયો છે! કાકાને શિતળાનો તાવ આવ્યો છે

દુર્ગા—શિતળા! હાય! તે વધારે બોલી શકી નહીં તે ત્યાજ બેસી ગઇ

નારાયણુ સમય સમજી હીંમત એકઠી કરી દુર્ગા પાસે બેઠો માસી તમે જો આમ કરશો તો કાકાનું કોણુ કરશે? તમેજ એક માત્ર અમારો આધાર છો હવે વિલબ કરો નહીં અને ચાલો મારી સાથે

દુર્ગા—આવુ! કયા આવુ? પેઢી ઉપર મને કોણુ દાખલ થવા દે ભાઇ તુ આટલે દૂર પણુ ખબર મેળવી શકયો, પણુ મને કોણુ સમાચાર આપે કયારે તાવ આવ્યો? તેમને તો ખબર પણુ નથી તું ભાઇ બાળક છો એટલે કાંઇ વિચાર કર્યા વગર મને બોલાવવા આવ્યો છો હુ પેઢી ઉપર તે કેમ આવી શકુ? તો એક કામ કર ગમે તેમ કરીને તારા કાકાને અહિ ઉપાડી લાવ અને તેમાં

પેઢીના માણસો ના નહી કહે શિતળાનો રોગી એટલે તેઓ તો ઉલટા રાજી થશે હવે તુ બેસી રહે નહિ અને જા જલદી

નારાયણ--અરે માસી હજી શિતળા બહાર દેખાયા પણ નથી અને કાકા ક્યા પેઢી ઉપર છે? તેઓ તો અમારી બોર્ડીંગે આવી સુતા છે એટલેજ તમને તેડવા આવ્યો છુ ચાલો

દુર્ગા—તારી બૉર્ડીંગે કયારે આવ્યા ?

નારાયણ—આજે બે ત્રણ કલાક પહેલાજ આવ્યા છે

દુર્ગા--પણ આટલા ભર્યા તાવમા આટલે દૂર કેમ આવી શકયા હશે ? મારૂ ઘર તો નજીક હતુ તો આહિ ન આવતા આટલે દુર તે શા માટે આવ્યા હશે ?

દુર્ગા—તો પછી તને કમ લાગ્યુ કે શિતળા છે?

નારાયણ--અરે કાકા તો અમારી ઓરડી પાસેજ ઢગલો થઇ પડયા હતા, અને બિછાના ઉપર સુવડાવતા તો તેમનુ જ્ઞાન પણ જતુ રહ્યુ શરીરે હાથ લગાડતા ત્યા આગ સળગી રહી હતી અને ડાકટરને તેડી લાવ્યા તેણે તપાસી કહ્યુ કે કાકાને શિતળા છે, પણ નીકળ્યા નથી જો શિતળા બહાર દેખાય તો તો બહુ સારૂ માટે તમે હવે જલદી ચાલો જ્યા સુધી શિતળા બહાર દેખાયા નથી ત્યા સુધી તો મામલો ભય કરજ છે

દુર્ગા બોલી--એમ થશે તો ભાઇ આપણે શુ કરશુ?

નારાયણ—હવે તો ઇશ્વર કરે તે ખરૂ આપણે તો બનતી મહેનત કરશુ પછી જોવા આપણા ભાવી પણ તમે હવે ઢીલ કરો નહિ બારી બારણા સાચવી લ્યો તટલામા હુ ગાડી લાવુ છુ

દુર્ગા—જો ભાઇ પૈસાના ખર્ચ માટે વિચાર કરીશ

નહિ, મારી પાસે જે કાંઇ છે તે તારા કાકાની સારવાર માટે ખર્ચશું તું હવે ગાડી લાવ તેટલામાં હું તૈયાર થઇ જાઉં છું

નારાયણ દોડતો ગાડી લેવા ગયો આ બાજુ દુર્ગા પાસે જે કાંઇ રોકડા હતા તે સર્વે બહાર કાઢયા તે વખતે ગણવાનો વખત નહોતો તેને લાગ્યું કે આ રૂપીયા પુરા નહિ થાય તો, એટલે પોતાના જે કાંઇ ઘરેણા હતા તે પણ રૂપીયા સાથે પોટલીમાં બાંધી લીધા ત્યાર પછી બીજી ચીજો આમતેમ ફેંકી જેમ હતી તેમ પડી રહેવા દઇ બારણા બંધ કરી બહાર આવી તેની પાસે એક ડોશી રહેતી હતી તે બહાર ઉભી હતી તેને પોતાના આ સંકટની વાત કરી અને પોતાના ઘરનું ધ્યાન રાખવા ભલામણ કરી

---

## પ્રકરણ ૨૧ મુ

દુર્ગાની ગલીને નાકે ગાડીઓ ઉભવાનું સ્ટેન્ડ નહોતું તેથી ગાડી માટે નારાયણને બહુ દૂર જવું પડયું ત્યાં પણ માંડ માંડ એક ગાડી મળી ગાડીવાલે જે ભાડું કહ્યું તે કબૂલ કરી નારાયણ ગાડીમાં બેઠો નારાયણને આવતા જે વાર લાગી તે તો દુર્ગાને એક ભવ જેટલી લાગી

નારાયણ ગાડી લાવતાં દુર્ગાએ બારણા બંધ કરી દીધા તાળું વાસી ગાડીમાં બેસી ગઇ

આટલો વખત તેને વિચાર આવ્યો નહિ કે બૉર્ડિંગે જવું કે નહિ, ઉચિત કે વગર ઉચિત વિચારવાનો વખતજ નહોતો ગાડીમાં બેઠા પછી દુર્ગાએ નારાયણને પૂછયું—

હુ બૉર્ડિંગમા આવુ છુ પણ તારા સગાથીઓને ઠીક નહિ લાગે તો ?

એમ હોય તો તું તેઓને સમજાવજે કે હુ તારા હરિકાકાને તેડી જવાજ આવી છુ ત્યા હુ રહીશ નહિ મારે ત્યા રહેવુ ઉચિત નથી ગમે તેમ કરીને તારા કાકાને મારે ઘેરેજ લઇ આવશુ તમારી બોર્ડીંગના દશ પદર છોકરા છે ત્યા શિતળાના દરદીને કેમ રખાય ' તેમ હુ પણ ત્યા કેમ રહી શકુ ? માટે ગમે તેમ પણ તારા કાકાને આપણે ઘેરજ લઇ જવા જોઇયે

નારાયણ—પણ કાકાને લઇ જઇ શકાય તેમ નથી તેનુ કેંમ ? તેઓને તો અત્યારે શુદ્ધિ પણ નથી આવી સ્થિતિમા કેમ લઇ જવાય ? તમે કહો છો તે વિચારો કરવા જરૂર નથી, ત્યા કોઇ બોને તેમ નથી આજેજ કેટલાએક છોકરા તો જવાનાએ હતા, હુજ વિચાર કરતો હતો કે કયા જાઉં ? મારૂ તો ઘરબાર પણ નથી આમ સઘળા જવાની તૈયારી કરતા હતા તેટલામા કાકા આવી પહોચ્યા અને ડૉકટરે કહ્યુ કે કાકાને શિતળા છે એટલે બધા છોકરા અટકી પડયા અને એક પણ છોકરો કાકાને આમ મૂકી જવા માગતો નથી ડૉકટરે કેટલોએ ભય બતાવ્યો પણ કોઇ તેનાથી ડર્યુ નહિ, સર્વે આહિ રહેશે અને કાકાની સારવાર કરશે જે કાઇ ખર્ચ થશે ત પણ છોકરા આપશે કાકા માટે તો સર્વ કોઇ પ્રાણ આપવા પણ તૈયાર છે

દુર્ગા—ભાઇને મે આવુ તો કયાય સાભળ્યુ નથી એ છોકરાઓ માણસ નથી પણ દેવતા છે પારકા માટે મુસબમા આટલુ કરે તેવા છે, તે મે આજેજ અનુભવ્યુ

નારાયણ—અરે હજી તો સાભળો માસી ! તેઓએ

આ સર્વે નક્કી કર્યા પછી મે તમારી પણ વાત તેઓને કરી પહેલા મને પણ લાગ્યુ કે વખતે તમને આવવાની તેઓ ના પાડશે પરતુ તમારી વાત સાભળી ના પાડવી તો બાજુ રહી પણ ઉલ્ટા મને તમને તેડવા મોકલવા ઉતાવળ કરવા લાગ્યા તમે ત્યા આવશો અને જોશો ત્યારેજ ખબર પડશે કે એ છોકરા કેવા છે પણ હે માસી જો શિતળા બહાર ન આવે તો ખરેખર માણુસ ન બચે ?

દુર્ગાને ભલે ગમે તેમ થયુ હોય પરતુ નારાયણને હિમત આપવા તે બોલી—કમ ન બચે ? ઘણા બચી જાય છે ને ફિકર નહિ હુ તારા કાકાને બેઠા કરીશ જેને માટે આટલા જણા પોતાના પ્રાણ દેવા તૈયાર થયા છે તો પ્રભુ સામુ નહિ જૂએ ? પરમેશ્વરનુ નામ લે ભાઇ, તેજ બચાવશે

નારાયણ રડી પડતો બોલ્યો—માસી જગતમા મારૂ કાકા શિવાય કોઇ નથી હુ તો કાકાનેજ ભરોસે છુ કાકાને કાઇ થશે તો મારૂ કોણ ?

દુર્ગા નારાયણની આંખો લુછતી બોલી—અરે ભાઇ સકટ વખતે આમ હારી જવુ તે ઠીક કહેવાય ? તું ભણેલ ગણેલ સમજુ છો ઇશ્વર ઉપર ભરોસો રાખ, તે સૌ સારૂ કરશે ઇશ્વર વગર આપણું કોણ છે ?

નારાયણને સાન્ત્વન આપવા દુર્ગા પોતાને મોઢે આમ બોલતી હતી, પણ તેના પેટમા શુ થતું હતું તે જાણતી હતી કે શિતળા બહાર ન દેખાય તો માણુસ બચે નહિ પણ પોતે જો આમ હિમત હારી જાય તો નારાયણને કોણ છાનો રાખે તે । હૃદયમા શુ થતું હતુ તે તો એક ઉપર ઇશ્વરજ જાણતો હતો

થોડીવારે તેઓ ઓર્ડીંગે પહોંચ્યા ગાડીનો અવાજ સાંભળી બે ત્રણ છોકરાઓ નીચે આવ્યા

નારાયણે ગાડીમાંથી ઉતરતાજ પુછ્યુ—

અમૃતલાલભાઇ કાકાને શુદ્ધિ આવી છે ?

અમૃતલાલ—હજી તો શુદ્ધિમા આવ્યા નથી દવા પણ મહામહેનતે પીવડાવી છે પણ હજી વાર છે થોડી વારમા જરૂર શુદ્ધિ આવવી જોઇયે હવે તમે જલદી ઉપર ચાલો

દુર્ગાને ગાડીમાથી ઉતારી સર્વે ઉપર ગયા દુર્ગા અંદર દાખલ થતાજ હરિકાકાની પથારી પાસે બેસી ગઇ તેના મ્હો સામુ જોઇ રડી પડી—આ તમે શુ કર્યું ?

મોહન તે વખતે કપડુ ભીંજાવી હરિકાકાને શરીરે માલીસ કરતો હતો તે બોલ્યો—માસી તમે આમ હિંમત હારો નહિ ડૉકટરે કહ્યુ છે કે આ દવા બરાબર લગાવવાથી શિતળા બહાર આવશે તો પછી આટલુ બધુ બ્હીવાનુ શુ કારણ છે તમે આમ કરશો તો પછી અમ કેમ રહી શકશુ ?

આ સાભળી દુર્ગાએ કપડાનો ટુકડો મોહનના હાથમા થી પોતે લઇ લીધો અને બોલી—ભાઇ આવા ભયકર રોગી પાસે તમે બેસો નહિ જે કાઇ કરવુ હોય તે મને કહો હુ કરીશ તમે તમારા કાકાનો હવે સ્પર્શ કરો નહિ એ બહુ ખરાબ દર્દ છે પણ છોકરાઓ કોનુ સાભળે તેઓ તો જે બને તે કરવા માડયા

---

## પ્રકરણ ૨૨ મું



ડૉકટરે કહ્યું હતુ તેમ દવા લગાવાથી બીજે દિવસે

સવારે શિતળા બહાર નીકળી આવ્યા સાંજે ડૉક્ટર સાહેબ એક વખત આવ્યા હતા પણ તે વખતે તઓ કાંઇ ખાસ બોલી શકયા નહોતા

સવારે એક છોકરો ડૉક્ટર સાહેબને ખબર આપવા ગયો ડાકટર તેની સાથેજ હરિકાકા પાસે આવ્યા અને તેની સ્થિતિ જોઈ બોલ્યા—હવે મને પણ હિંમત આવી છે તેને જ્ઞાન નથી આવ્યુ તે માટે કાંઇ પણ ગભરાવાનું કારણ નથી તેના માથામા ગરમી ચઢી ગઇ છે તે હજી ચાર પાંચ દિવસ સુધી આવા બેભાનજ રહેશે, પણ તમે સાવધાન રહેજો આ રોગ એવા પ્રકારનો છે કે જેમા ખાસ માવજતજ કામ કરે છે માટે બરાબર સાવધાન રહેજો

ત્યાર પછી દુર્ગાને જોઇ તેઓ બોલ્યા—આ બાઇ માવજત કરે છે તો તમારી આટના બધાની અહિં શી જરૂર છે ? તમે બે જણા રોકાઓ બાકી સર્વે તમારે ઘેરે જાઓ આવા રોગચાળામા મુબાઇમા રહેવુ બહુ જોખમભર્યું છે

અમૃતલાલે કહ્યુ–મે તો બધાને કહ્યુ કે હું અને નારાયણ અહિં છીયે તમે સર્વે ખુશીથી જાઓ પણ સાહેબ મારૂ તો કોઇ સાંભળતુએ નથી સર્વે કહે છે કે હરિકાકાને ઠીક થયા વગર અમે તો અહિંથી ખસીશુ પણ નહિ

ડાકટર—જો સર્વનો એવોજ આગ્રહ હોય તો હુ શુ કહુ ? પણ તમે બહુ સંભાળથી રહેજો આ દરદિ પાસે બધાને આવવાની કાંઇ જરૂર નથી આમ કહી ડાકટરે બહાર આવી પૂછ્યુ–આ સ્ત્રી કોણ છે ? હરીકાકાને શુ થાય ?

મોહનલાલે ડાકટરને દુર્ગાની સર્વ વાત કહી. ડાકટર વિસ્મય થતા બોલ્યા—તમારા હરિકાકાનું ખાતુ તો વિચિત્ર

છે તે કાંઇ જાદુ બાદુ તો જાણુતો નથી ને ? તમે બધાઓ હરિકાકા પાછળ ગાડા બન્યા છો અને આ બજારની વેશ્યા તે પણુ પ્રાણુ પાથરે છે આવુ તો મે કોઇ દિવસ સાંભળ્યુ નથી પણુ આજે નજરે જોઉં છુ

મોહનલાલ—અરે તેની પાસ જે કાઇ રૂપીઆ ઘરેણુા હતા તે પણુ અહિં આવી મારા હાથમા સોપી દીધા છે અને ચિકિત્સા માટે વાપરવા કહે છે પણુ અમે તો અમારી પાસેથીજ દેવાના છીયે

ડાકટર—હા એમ થવુ જોઇયે તે બાઇ પોતાનું સર્વ ખર્ચી નાખે અને ન કરે ઇશ્વર અને હરિકાકાને કાંઇ થાય તો આ વયે તો તેને ભીખ માગવીજ પડે તોપણુ જો તમને કાંઇ ખર્ચ લાગશે નહિ હુ વિઝિટનો એક પૈસો પણુ નહિ લઉં, વળી તમે આટલુ બધુ કરો છો તો મને પણુ કાંઇક હાથ ભામો કરવા આપો હુ ગજ્જર ઉપર ચીઠી લખી આપુ છુ ત્યા ધર્માદા ખાતુ છે તો ત્યાથી દવા લેતા જજો ત મારે ખાતે માંડી આપશે

અમૃતલાલ બોલ્યો—સાહેબ આપ રોજ આમ બે વખત જોવા આવતા જશો તે પણુ થોડુ નથી તમારા કરજમાથી અમે કયારે છુટશુ ? પરતુ દવાના પૈસા તો અમોનેજ દેવા દ્યો

ડાકટર—ના તેમ નહિ બને, તમારા કાકા માટે મને પણુ કાંઇક કરવા આપો આમ કહી તેણુે ગજ્જર ઉપર ચીઠી લખી આપી અને તેમા સર્વે બીલો પોતાને ખાતે માંડવા લખી આપ્યુ

જતા જતા ડૉકટરે કહ્યુ તમારે હવે કોઇએ મને બોલાવવા આવવાની જરૂર નથી,—હુ મારી મેળેજ સાંજ

સવાર આવીશ છતા તમોને કાઇ ખરાબ સ્થિતિ જણાય તો મને ખબર આપજો

એક છોકરો બોલ્યો—ડાકટર સાહેબ શિતળાની દવા દેશી તો કરવા જરૂર નથીને? ડાકટર બોલ્યા—નાના તેવી કાઇ જરૂર નથી દેશી દવા ખરાબ તેમ હુ કહેતો નથી પણુ મને લાગે છે કે શિતળા ઉપર વિલાયતી દવા પણુ ઠીક કામ કરે છે ઉપરાંત હમણા મને સારો અનુભવ પણુ મળ્યો છે ને તમે જાણો છો

મોહન બોલ્યો—અને તે માટેજ અમે આપને શરણે આવ્યા છીએ આપ જેવા દૈવી પુરૂષને હાથે જો હરિકાકા ન બચે તો તો અમારા નશીબનોજ વાક

ડાકટર ગયા પછી મોહન બોલ્યો—મહારાજ દેખાતો નથી તો પછી શુ કરશુ જગન્નાથ કહેતા હતા કે રાત્રેજ મહારાજ જવાનુ કહેતા હતા તો નાસી તો નહિ ગયો હોય ને?

એ વખતે જગન્નાથ મહારાજ આવી પહોચ્યા તેણે કહ્યુ—ચોક્કસ નાસી ગયો છે રાત્રે મને તેની વાત ઉપર થીજ લાગ્યુ હતુ કે તે નાસી જશે પણુ ભાઇ મારાથી તમને છોડી કેમ જવાય અરે ઇશ્વરની મહેરબાની હોય તો કાઇ થતુ નથી, પણુ હવે આપણે રસોયો તો શોધવો પડશે આજકાલ શાળા રસોયા પણુ શિતળાના ભયથી નાશવા માંડયા છે, પણુ આપણે તો ભાઇ કાઇ નથી ભય થાય તો પણુ આમ છોડીને પણુ કેમ જવાય? વારૂ હવે હુ કોઇ રસોયો શોધી લાવુ બિચારા હરિકાકા રોજ હસ્તે મ્હોએ મને હાક મારતા આવતા હતા તેઓ આવી

સ્થિતિમા આહિ આવી પડયા છે તો મારો તો પ્રાણ પણ તેને માટે દેવા તૈયાર છુ એટલામા અમૃતલાલ બોલ્યો—પણ જગન્નાથ મહારાજ આહિ દુર્ગા બાઇ પણ છે અને અમે પણ છીએ સર્વ કાઇ સભાળી લેશુ તો તમે ખુશીથી તમારે ઘેરે જાઓને ? જગન્નાથ મહારાજ બોલ્યા—વાહ તમે ફુલ જેવા છોકરા અહીં રહો છો, અને મને જતા રહેના કહો છો સલાહ તો સારી આપો છો, હરિકાકા તમારા છે અને મારા નથી ? તમે સારા માણસના છોકરા તમારામા દશ વીસની આશા બધાયેલ છે પણ આપણે પાછળ કોઇ નથી તો હુ જીવુ તો એ શુ અને મરૂ તો એ શુ ? હરિકાકાની સેવા કરતા મરણ આવે તેવા દિવસ કયાથી ? વારૂ ત્યારે હવે હુ જાઉં, હુ ખુબ રખડીશ ત્યારે રસોયો મળશે વળી આવશે તેને ખબર પડશે કે આહિ એક શિતળાનો દરદી છે અને તે સાભળીને નાશી જશે તો વળી ફરી શોધવા જવુ પડશે અન્ય ચીજ વસ્તુ તો તૈયારજ કરી રાખી છે આમ કહી જગન્નાથ મહારાજ રસોયાની શોધમા ચાલી નીકળ્યા

મોહન બોલ્યો—અરે રસોયો ન મળે તો આપણે નાસ્તેથી ચલાવીશુ

અમૃતલાલ—ભલે ગયા આમ નાસ્તો કરી ચલાવવા જઇશુ તો તબીયત બગડશે

---

## પ્રકરણ ૨૩ મું



ત્રણ દિવસ પછી હરિકાકાને શુદ્ધિ આવી, પણ આખો ખોલવાની કે બોલવાની તેનામા શક્તિ નહોતી તેને જે

કાંઇ જ્ઞાન થયુ હતુ તે તેના ચહેરા ઉપર થતા ફેરફારોથી જણાતુ હતુ

બૉર્ડિંગના છોકરાઓ અને દુર્ગા જરાએ વિશ્રાન્તિ લીધા વગર સતત હરિકાકાની સેવા કરતા હતા દુર્ગા ખાસ જરૂર વગર હરિકાકાની પથારી પાસેથી ખસતી પણ નહોતી તેને કેમ સારૂ થાય, તેને કષ્ટ કેમ ઓછુ લાગે તેજ દુર્ગાનુ રટણ હતુ તેની ભક્તિપૂર્વક સેવા જોઇ છોકરાઓ અને ડૉકટરો અજબ થઇ ગયા હતા ડાક્ટર એક દિવસ આવેગમા બોલી ગયા કે—જો કદાચ હરિકાકાનાં સ્ત્રી જીવતા હોત તો તે પણ આટલી સેવા કરી શકત કે કેમ તે પણ મને તો શકા પડતુ લાગે છે હુ મારો જેટલો અનુભવ છે તે પ્રમાણે તો કહુ છુ કે આવી માવજત તો એક પાકી અનુભવી નર્સ સિવાય કોઇ પણ કરી શકે નહિ અને તે ઉપરથી તમારે જોવાનું છે કોઇની ઉપર ઉપરની લાગણી કે સબધ ઉપરથી દોરવાઇ જવુ નહિ આ જૂઓ દુર્ગા, પાપને માર્ગે દોરવાઇ ગઇ પણ હવે જે પ્રમાણે તે કરે છે તે સેવાભાવ જોતા તેઓએ પોતાની જીદગી કેવી સુધારી છે જે પાપને માર્ગે દોરવાઇ જાય છે તેને મોડા નહિ તો વહેલો પણ પશ્ચાતાપ થાય છે પરતુ પોતાને સુધારવાનો અવસર તેઓ મેળવી શકતા નથી આ સમાજને એક સારો જેવો દાખલો લેવા જેવુ છે તમો પણ હુ ધારૂ છુ કે દુર્ગાનો ગુણજ ગ્રહણ કરશો પાપ નિન્દાપાત્ર છે પણ પાપ કરનાર નિન્દાપાત્ર નથી કારણ કે ગમે તેવુ પાપી પુણ્યનો માર્ગ, ધર્મનો માર્ગ શોધી શકે છે

પણ સમાજ તેની નિન્દા કરી તેને પાછળ ધકેલી મૂકે છે તેજ ખરાબ છે

અમૃતલાલ—અમે તો તેનો વ્યવહાર જોઇ, તેમને મનુષ્ય નહિ પણ દેવીજ કહીયે છીયે

ડૉકટર—દેવી કહો કે ન કહો પણ સાધારણ માણસ કરતા તેના કટલાક વિશેષ શ્રેષ્ટ ગુણો છે તેમા ખોટૂ નથી વળી એક વાત તમને કહુ કે જેઓ નિ સ્વાર્થ બની રોગીની સેવા કરે છે પોતાના પ્રાણ પાથરે છે, તેને કોઇ પણ રોગ અગર ચેપ લાગતાજ નથી મને તો ઇશ્વ-રનો એટલો બધો ભરોસો છે અમારા જેવા ડૉકટર વિજ્ઞાનિક હતા તેઓ વાત ઉપર વાત નીકળતા એક વખત કહેતા હતા કે—નિ સ્વાર્થ અને પરોપકાર વૃત્તિથી મનમા એવી એક ઉત્તમત્તાના જાગ્રત થાય છે કે કાઇ પણ રોગ તે શરીરમા પ્રવેશ કરી શકતો નથી—આ વિજ્ઞાનિક અનુભવે સત્ય જણાયુ છે તમે સમજી શકો છો અમારા વિજ્ઞાનિક મિત્ર કહેતા હતા કે ઇશ્વરની કૃપા કે આશિર્વાદ કોઇ ચીજજ નથી શરીરે એક એવા પ્રકારનો ભાવ ઉત્પન્ન થાય છે કે કોઇ પણ રોગ તેના ઉપર આક્રમણ કરી શકતો નથી અર્થાત તેણે તેમના બળની મહત્તા જણાવી તે એક પ્રાકૃતિક સત્ય છે તમે તો વખતે માનશો કે નહિ પણ માનો પણ હુ તો ડૉકટર છતા કહુ છુ કે પરમેશ્વરની કૃપાજ મોટી ચીજ છે પછી ભલે મને કાઇ વીમઝીકલ કહે વારૂ હવે આજે તો ખુબ થઇ કારણકે તમે યોગ્ય પાત્રો છો તો મને પણ પાચ વાતો કરવાની હોશ થઇ આવી મને તમારો પરિચય

થતા તમારી લાયકાત જોઇ હું બહુ ખુશી થયો છું હું જીવીશ ત્યા સુધી તો નહિજ ભૂલુ અને હરિકાકા બેઠા થશે એટલે તેમને પહેલી પેઢી ઉપર ભંડારી થવા નહિ જવા દઉં મારે ત્યાંજ લઇ જઇશ કેમ ઠીકને?

નારાયણ—અરે પહેલા તો તેમને બેઠા તો કરો પછી તમારી મરજી પડે તેમ કરજો હવે તમારેજ તેનો ભાર ઉપાડવો છે તે બહુ સારૂ છે આટલા દિવસ જે પેઢી ઉપર દીલ લઇને ઢોરની માફક કામ કર્યું છે તેઓ તો ખબર પણ નથી પૂછતા અને તમારે તેને કેટલા દિવસનો સબંધ છતા તમે આટલુ કરો છો તે થોડી વાત છે?

ડાક્તર—ભાઇ હુ તો મારી કમાણીના લોભે આ સઘુ કરૂ છુ

નારાયણ—સાહેબ અહીં આપને શુ મોટી પ્રાપ્તિ થઇ જાય છે? અહીં કયા તે લોભ આવ્યો?

ડૉક્ટર—અરે છોકરા અર્થ લોભ નહિ પણ પરમાર્થના લોભની કમાણી કાંઇ ઓછી નથી હો!

મોહન—અમારૂ પણ મહદ્ભાગ્ય કે આપ જેવા મોટા માણસની અમારા ઉપર મીઠી નજર થઇ છે હરિકાકા થકી આપ અમને મળી આવ્યા આપ મોટા માણસ થોડા રોજ પહેલા અમે તમારી પાસે આવવાની પણ હિંમત ન કરીયે અને આજે તમે અમારા આત્મીય થઇ પડયા છો તે પણ ઇશ્વરની કૃપા નહિ તો શુ?

ડાક્ટર બોલ્યા—સાંભળ માણસને એવો પણ દિવસ મળી આવે છે કે જ્યારે મન ખોલીને વાત કરવાનુ મન થાય છે તે કેમ ખબર છે? સારા માણસની હવા લાગે એટલે મનુષ્યના હૃદય ઉપરનો પડદો ખુલી જાય છે અને માણસ એક બાળક જેવુજ બની જાય છે તે એક સ્પર્શ શક્તિ છે તમારી ઓર્ડીંગની હવા અને સંગત એવી તો

દેવી છે કે મારા જેવા છદ્મવેશીને પણ હૃદય ખોલવુ પડયુ છે મારા મ્હોં ઉપરનો ભાર સરી પડયો છે અને હૃદય એક બાળક જેવુ સરળ બની અસીમ સતોષ અનુભવે છે

મોહન બોલ્યો—પણ ચાહવા અમારા કાકાએ બનાવી છે! અને બીજા અમારી માસી પણ તેવાજ છે

ડાકટર—ખરી વાત છે હુ પણ તેજ કહેવા જતો હતો

નારાયણ—વારુ ડાકટર સાહેબ, કાકા આંખો બધ કરી રાખે છે તે તેમની આંખો તો નહિ જતી રહેને?

નારાયણનો સવાલ સાભળી ડૉકટરનુ હૈયું પણ કપી ઉઠયુ કોણ જાણે નારાયણના ચોખ્ખા હૃદયમા તેના કાકાના ભવિષ્યની છાયા તો નહિ પડતી હોય? આમ વિચારી જરા કપી ઉઠયા પણ પોતાને સભાળીને બોલ્યા—ગાડો થામા ભાઇ આંખો તે કેમ જશે?

નારાયણ—કેમ જશે તે તો કહી શકતો નહિ પરતુ મને તો મનમા જે લાગી આવ્યુ તેજ કહુ છુ

નારાયણની વાત સાભળી ડોકટરના કલેજામા એક ચીરો પડયો તેનુ મ્હોં પણ સુકાઇ ગયુ તેને લાગ્યુ કે આ ભાવિષ્યવાણી તો નહિ હોય

---

## પ્રકરણ ૨૪ મું



અચાનક નારાયણના મ્હોંમાથી જે બોલાઇ ગયુ હતુ તેમજ થયુ સાત દિવસ પછી શિતળા જ્યારે નમી ગયા અને હરિકાકામા બોલવાની શક્તિ આવી ત્યારે ડાકટર તેની આંખો ખોલવા પ્રયત્ન કરવા લાગ્યા હરિકાકાની આંખો ખુલી શકી નહિ, પરતુ ડાકટરે તે ધીમે ધીમે એક પછી એક પાપણ ખોલી અને જોયુ તો બેઉ આખના ડોળા

ખલાસ થઇ ગયા હતા પણ હવે કાંઇ ઉપાયજ નહોતો તેઓએ તે દિવસ કોઇને પણ તે વાત કહી નહિ આવી વાત તેઓ કેવી રીતે કહી શકે કારણકે તેઓ અહીં ડાકટર તરીકે નહોતા પણ હરિકાકાના આતિથ્ય હતા તેથી તેની જીભ કેમે કરતા ઉપડીજ નહિ છોકરાઓ જેમ હરિકાકા કહીને બોલાવતા હતા તેમ ડાકટર પણ તેને કાકા કહીનેજ બોલાવતા હતા તેને લાગ્યું કે તે વાત હમણા જાહેર ન કરવીજ સારી છે, હરિકાકા પોતે જ્યારે સમજી જઇ કહી નાખશે ત્યારે ભલે સર્વેન ખબર પડે

ડૉક્ટરે હરિકાકાની બેઉ આંખો જરા ખોલી તપસી તેથી હરિકાકાને પણ પોતાની આંખો જરા હળવી અને છુટી પડેલી લાગી તે દિવસ તો તેણે પણ આંખો ખોલી નહિ પણ બીજે દિવસે જરા મહેનત કરતા આંખો ખુલી ગઇ પરંતુ આ શું ! સર્વત્ર અંધકાર !

એટલે હરિકાકા ક્ષીણ સ્વરે એ ક્ષુબ્ધ હૃદયે ધીમે ધીમે કહ્યું--દુર્ગા મને કાંઇપણ દેખાતું નથી મને તો સર્વત્ર અંધકારમયજ લાગે છે

દુર્ગા તે વખતે હરિકાકા પાસેજ બેઠી હતી તેમ બીજું કોઇ પણ ત્યાં નહોતું ર્ગા બોલી—અંધકાર એ કેમ ? ના ના એવું બનેજ નહિ ! તમે આટલા દિવસ આંખો ખોલી નહોતી એટલે આજે પ્રથમ જાતા એવું લાગતું હશે એ અંધારૂ નહિ રહે એક બે વાર આંખો ખોલીને જોશો એટલે સર્વ કાંઇ જોવામાં આવશે

હરિકાકા—નારે ના તેમ નથી કાલે ડૉક્ટરે જ્યારે મારી આંખો ખોલી હતી ત્યારે પણ મને તો અંધારૂજ લાગ્યું હતું ડૉક્ટરે મારી આંખો એવી રીતે છોડી દીધી કે મને પણ લાગ્યું કે મારી આંખો જતી રહી છે પરંતુ તે વખતે હું ડૉક્ટરને પૂછી શક્યો નહિ પણ ખરેખર દુર્ગા મને તો લાગે છે કે મારી આંખો ખલાસ છે બસ હવે તો

આ સર્વ અંધકાર લાગે છે! મારે તો બધે અંધારૂ જ થઇ ગયુ છે, આમ કહી હરિકાકા નિશ્વાસ નાખતા ચૂપ રહ્યા

નારાયણ બાજુની ઓરડીમાજ હતો તે આ વાતચીતનો ભણકાર સાંભળી આ રોગીની ઓરડીમા આવી બોલ્યો— માસી મા કાકા શુ કહે છે?

દુર્ગા કાઇ બોલે તે પહેલા હરિકાકા બોલ્યા—ભાઇ આ જન્મે તો આ આંખોએ તને જોઇ શકીશ નહિ

નારાયણ—એમ કેમ કહો છો કાકા!

દુર્ગા બોલી—તારા કાકા કહે છે કે તેમની આંખે કાઇ દેખાતુ નથી તેને તો સર્વત્ર અંધકારજ લાગે છે

હરિકાકા—સર્વત્ર અંધકાર ભાઇ મારા નશિબમા સર્વત્ર અંધકાર

નારાયણ—એ તમે શુ કહો છો કાકા! અંધકાર વળી કયાથી આવ્યો? ઘણા દિવસે તમે આંખો ખોલી છે તેમ આંખોમા પણ શિતળાના દાણા થયા હોય અને તે સુકાઇ ન ગયા હોય તો દેખાયજ નહિ ને દાણા કરમાઇ જશે એટલે દેખાશે

હરિકાકા—નારે ભાઇ તેમ નથી પણ ખરેખર મારી આંખો ગઇ છે હવે હુ અન્ધ તારૂ મ્હો શી રીતે જોઇ શકીશ અરે પરમાત્મા આ તે શુ કર્યુ!

નારાયણ તે વખતે બાજુમાથી બધાને બોલાવી લાવ્યો સર્વ કોઇએ તે પ્રમાણે અભિપ્રાય આપ્યો છેવટે અમૃતલાલ બોલ્યો—હવે આટલા વિચાર કર્યા શુ કામ લાગે આપણે તે શુ સમજીયે હું હમણાજ ડૉકટરને બોલાવી લાવુ છુ અને તેઓ તપાસી જે કહે તે ખરૂ

અમૃતલાલ અને મોહન ડૉકટરને બોલાવવા ગયા તે વખતે અઢીનો સુમાર હતો, ડાકટર તૈયાર થઇ કોઇ દરદીને જોવા જતા હતા ત વખતે અમૃતલાલ અને મોહન તેને ઘેર જઇ પહોચ્યા તેને જોઇ ડૉકટર બોલ્યા—કેમ તમે એક સાથે બે જણ આજ તો આવ્યા? શુ ખબર કાકા કેમ છે?

મોહન—અમે તે માટેજ આવ્યા છીયે હરિકાકા કહે છે કે તેમની આંખે કાંઇ પણ દેખાતું નથી સર્વે અંધારૂ

ડાકટર જરા ચૂપ રહી એક નિશ્વાસ નાખી બોલ્યા—હરિકાકા જે કહે છે તે ખરૂ છે તની બેઉ આંખો ગઇ છે–એકદમ ખલ્લાસ છે તને આપણે બચાવ્યા પરંતુ આંખો તો ગઇ

મોહન અને અમૃતલાલ એક સાથે બોલ્યા—શું કહો છો ડૉકટર સાહેબ બેઇ આંખો સાઉ ખલાસ!

ડાકટર—હા ભાઇ બેઉ સાઉ ગરમીમા બળીજ ગઇ છે

અમૃતલાલ—તેની દૃષ્ટિ શક્તિ ફરી લાવવાનો કાંઇ ઉપાય ?

ડાકટર—તે દિવસે મે આંખ જોઇ હતી ત્યારે તો મારા અનુભવ પ્રમાણે સાવ ખલાસ છે મને આંખોનુ ખાસ એવુ કાંઇ જ્ઞાન નથી પણ હુ જ્યા સુધી જાણુ છુ ત્યા સુધી તો આંખો માટે કાંઇ ઉપાય નથી પરંતુ હરિકાકાને જરા ઠીક થાય એટલે આપણે કોઇ આંખના ડાકટરને બતાવશુ તમે હાલ તો નિરાશ થાઓ નહિ હરિ કાકાની દૃષ્ટિ ફરીથી લાવવા માટે જો કોઇ પણ ઇલાજ હશે તો આપણે કાંઇ બાકી નહીં રાખીયે હમણા તો તમે આમ ગભરાઓ નહિ

અમૃતલાલ—એમ છે તો મહેરબાની કરી આપ જરા અત્યારે ત્યા આવી જાઓ હરિકાકા પણ બહુ હતાશ થઇ ગયા છે નારાયણ પણ માથુ પછાડે છે

ડૉકટર—જૂઓ તમે હિંમત નહિ રાખો તો હરિકાકા કેમ રાખી શકશે તમે જો હિંમત આપશો તો તેઓ પણ શાન્ત થઇ જશે તમે હજી બાળક છો તમે હરિકાકાને પુરા ઓળખ્યા નથી દુનિયાના હજાર દુખોથી તે ગભરાઇ જાય તેમ નથી મે હજારો દરદી જોયા છે પરંતુ આવા હિંમતવાન તો થોડાજ

અમૃતલાલ--તે ગમે તેમ હોય પણ અત્યારે અમારી સાથે આવ્યા વગર ચાલે તેમ નથી

ડાક્ટર—ચાલો ત્યારે હુ તૈયારજ છુ

તેઓ ત્રણે જણા બોર્ડિંગે આવ્યા તેઓની ગાડી જ્યારે આવી ત્યારે નારાયણ દોડતો દોડતો નીચે આવ્યો અને અમૃતલાલ તારા બાપુ આવ્યા છે તેઓએ કહ્યુ કે આજે સાત આઠ દિવસ થયા કાગલ નહોતો તેથી મને ફિકર થઇ પછી અને આહિ આવવુ પડયુ

અમૃતલાલ—કયા છે મારા બાપુ કોને ત્યા છે?

નારાયણ—તેઓ તો હરિકાકા પાસેજ બેઠા છે હરિકાકાની સર્વ હકીકત મે તેમને કહી અને હરિકાકા માટેજ તું ઘેરે ગયો નથી તેમ પણ કહ્યુ તે સાભળી તારા બાપુ તો ઉલટા બહુ પ્રફુલ્લ થયા આવી પ્રસન્નતા તો મે ક્યાય જોઇ નથી ભાઇ એવા બાપને તારા જેવા બેટા હોય તેમા નવાઇ શુ?

અમૃતલાલ--હવે વધારે વખાણ રહેવા દે, ચાલો ઉપર

ડૉક્ટરને આગળ કરી સર્વે હરિકાકાની ઓરડીમા દાખલ થયા અમૃતલાલના બાપુ ઉઠીને ઉભા થયા એટલે નારાયણે ડૉક્ટરને કહ્યુ--ડાક્ટર સાહેબ આ આપણા અમૃતલાલ ભાઇના પિતાજી છે

હરિશ્ચદ્ર ડૉક્ટરને પગે લાગવા જતા હતા તેને ડાક્ટરે પકડી લઇ કહ્યુ—ના ના આ શુ કરો છો એમ કહી હારશ્ચદ્રને પગે લાગતા બોલ્યા—તમે મારાથી મોટા છો ઉપરાત આપનું નામ અને અમારા કાકાનું નામ એકસરખુ છે તમે પણ અમારા હવે તો કાકા થયા

હરિશ્ચદ્ર બોલ્યા—નામ મળતુ છે તેથી શુ થયુ પણ તેની વાત સાભળી તો મારામા અને તેમા આકાશ જમીન જેટલો તફાવત છે મે તેમને કહ્યુ કે આપણા નામ મળતા આવે છે એટલ આપણે ભાઇઓજ થયા, પણ તેઓ તો દેવતા

છે અને હું એક તુચ્છ માણસ છું પરંતુ શ્રી રામચંદ્રજીએ ગુહક ચંડાળને પણ મિત્ર કર્યો હતો આ પણ તેવુંજ છે

ડૉકટર હસતા હસતા બોલ્યા—અરે અમૃતલાલ તારા બાપુને પગે લાગ્યો નહીં?

મોહન—તમે પગે લાગ્યા તે થયું નહીં અમને તો વખત પણ તમે ક્યાં આપ્યો હતો? એમ કહી મોહન અને અમૃતલાલ બેઉ હરિશ્ચંદ્ર શેઠને પગે લાગ્યા મોહન અમૃતલાલનો દૂર મામામાં સગો થતો હતો

હરિશ્ચંદ્ર શેઠ જરા હસતે મ્હોએ બોલ્યા—અમૃતલાલ-નો આઠ દિવસ કાગળ ન મળ્યો એટલે મને તો વિચાર થવા લાગ્યો આજકાલ આ ભયંકર શિતળા ચાલે છે એટલે ઘેર આવતા રહેવાનું લખ્યું હતું તે ઘેરે પણ ન આવ્યો અને કાંઇ કાગળ પત્ર પણ ન લખ્યો એટલે ઘરમાં પણ સૌના જીવ ઉંચા થઇ ગયા એટલે મારે આંહિ આવવું પડયું આંહી આવીને હું તો અજબ થઇ ગયો ડૉકટર સાહેબ! મને લાગે છે કે આજે મારો જન્મ સફળ થયો મારો દિકરો પોતાના પ્રાણની પણ પરવાહ કર્યા વગર આ મારા મિત્રની સેવા કરે છે એથી મને બીજો વિશેષ આનંદ કયો? પણ આટલા આનંદમાં પણ મને એક દુઃખ થાય છે તમા હરિકાકા કહે છે કે તેમની આંખો જતી રહી છે મે કહ્યું કે ખોટી વાત છે તો તમે કહો જોઇએ તેમની દૃષ્ટિ શક્તિ જતી તો નથી રહીને?

હરિકાકા—ડાકટર સાહેબ! મારી આંખો ફક્ત એકજ વખત ખોલી આપો કે મારા દયાળુ પ્રભુ જેઓ મારી પાસેજ આવીને બેઠા છે તેને હું નીરખીને દર્શન કરી શકું ત્યાર પછી આપના દર્શન કરૂં બસ તે પછી ભલે જન્મ ભર હું આંધળો થઇ રહું મને કાંઇ પણ નહીં થાય છોકરાઓને તો હું મારી આંતર દૃષ્ટિથી જોઇ શકું છું પણ આજે જે મને અધમને મિત્ર તરીકે સ્વીકારે છે તે દયાળુ દેવના મને ફક્ત એકજ વાર દર્શન નહિ કરાવો

ડૉકટરની આંખોમા આંસૂ આવી ગયા તેઓ મહામહેનતે આંસુ સભાળી બોલ્યા—હરિકાકા તમે તો પરમાત્માના દર્શન કરી શકો છો તે થોડુ છે? મનુષ્યના મ્હો તો આટલા વર્ષ ઘણાં જોયા છે મનુષ્યની માયા જાળમા ઘણા વર્ષ ગાળ્યા પરતુ હવે પરમાત્મા તમને તે માયા જાળમા નાખવા નથી માગતા, તેની એવીજ ઇચ્છા છે કે ભક્ત દિવસરાત તનાજ રૂપસાગરમા ડુબ્યો રહે તેથી તમારી બાહ્યચક્ષુઓને બધ કરી પરમાત્માએ તમારી આતરૂચક્ષુ એટલે જ્ઞાનચક્ષુને આજે ખોલી નાખી છે એ પણ પરમાત્માના ખેલ છે હરિકાકા !

હરિકાકા હવે બેસી શક્યા નહિ તેઓ ઉભા થઇ ડૉકટરને બાથમા ચાંપી બોલ્યા—ડાકટર સાહેબ તમે પણ દેવતા છો આવી સસ્કારી જ્ઞાન ગોષ્ઠી મે કયાય સાભળી નથી આ તમારી દેવવાણી કોઇ મારા પુણ્ય ફળેજ મને સાભળવા મળી છે

ડૉકટર સાહેબ હરિકાકાને પગે લાગી બોલ્યા-તમે એમ બોલો નહિ હું તો એક સામાન્ય મનુષ્ય છુ આ છોકરાઓની સેવા જોઇ, અને તમારી મીઠી દૈવીવાણી સાભળી તમારૂ જીવન વૃત્તાંત સાભળી હુ પણ પવિત્ર થયો છુ આ છોકરાઓ અને તમે તો મારી અજ્ઞાનચક્ષુઓ ખોલી નાખી છે

હરિકાકા—તમે ભૂલો છો, આ મને સોના જેવા છોકરાઓ મળતા મારૂં જીવન સાર્થક થયુ છે અને તેઓનાથીજ આપ મહાપુરૂષોનો ભેટો થયો છે તમે ખરૂ કહો છો એ સર્વ પ્રભુની માયા છે

---

## પ્રકરણ ૨૫ મું.

તે દિવસ સાંજે બૉર્ડિંગની એક ઓરડીમા સર્વે સાથે મળીને બેઠા હતા, ડાકટર સાહેબને પણ બોલાવવામાં આવ્યા હતા હરિશ્ચદ્ર શેઠે કહ્યુ—ડાકટર સાહેબ આપની પાસેથી એક સલાહ લેવા તસ્દી આપી છે તો જૂઓ મારા મિત્રની બેઉ આંખો ગઇ છે તેમા હવે કાંઇ પણ

સદેહ નથી હવે શુ કરવુ ! તમે તે વખતે ચાલી ગયા પછી અમે કેટલીકવાર વાતો કરી તેઓને જગતમા હવે કાઇ પણ ઇચ્છા નથી પણ તેમને આ એક નારાયણનીજ માયા લાગી રહી છે તેણે કહ્યુ કે પેઢી ઉપર મારા ચારસો પાચસો રૂપીયા જમા છે દેશમા વીશ વીઘાં જમીન અને એક મકાન છે તેઓ રૂપીઆ અને મકાન તથા ખેતરોનુ જે કાઇ ઉપજે તે સર્વે નારાયણને ભણવા માટે આપી દેવા તૈયાર છે દિકરી માટે કાંઇ ફિકર કરવા જેવુ નથી, તે સારે ઘેરે સુખમા પડી છે અને તને હરિદાસભાઇએ જે કાઇ આપ્યુ છે તટલામા તે રાજી રહેશે આમ કરવાથી હરિદાસ પોતાનુ કેમ ચલાવશે? દુર્ગા માટે શુ વ્યવસ્થા કરશે? તે પૂછતા તો તેઓ કહે છે કે તમ મારી ફિકર કરો નહિ જેણે મારી બહારની બેઉ આખો બધ કરી દીધી છે અને આત્મામા પ્રકાશ કર્યો છે તો તેજ મારો સર્વ ભાર ઉપાડશે અમે તો કાશી જઇને રહીશુ તેણે અમારે માટે ત્યાજ વ્યવસ્થા કરી રાખી છે

ડાકટર સાહેબ બોલ્યા–હરિકાકા આ પ્રમાણે જે વ્યવસ્થા કરવા માગે છે તેમા મારો એક વાધો છે હું એક સામાન્ય મનુષ્ય છુ અન મારી બુદ્ધિ પણ કેટલી તા તમ જો સલાહ આપો તો નારાયણનો ભાર મારા ઉપર રાખુ છુ તેને ભણાવવા માટેનો સર્વ ખર્ચ હુ આપીશ હરિકાકાએ જેવી રીતે નારાયણને રાખ્યો છે તેવી રીતે તો કોઇ પણ નહિ રાખી શકે મારે ઘેરે કાંઇ છોકરૂ છૈયુ નથી હરિદાસની માલમિલકત તેની દિકરીનેજ આપવાનો મારો અભિપ્રાય છે આમા આપ શુ કહો છો?

હરિશ્ચદ્ર બોલ્યા—મારી તો એ વ્યવસ્થામા સપૂર્ણ સમત્તિ છે શાભળના પ્રમાણે દુર્ગા પાસે પણ કાઇક રોકડ અને ઘરેણા છે તેઓ પણ પોતાનુ સર્વ કાઇ સુપાત્રે આપી દઇ હરિકાકા સાથેજ કોઇ તિર્થ ક્ષેત્ર જવા માગે છે ત્યા તમારૂ કેમ ચાલશે એમ મે પૂછ્યુ તો દુર્ગા કહે કે––તેની આપણે શુ ચિન્તા, સભાળ લેવા વાળો સમર્થ છે

નારાયણ એટલી વાર જે ચુપ બેઠો હતો તે બોલ્યો—મારે પણ હવે ભણીને શું કરવું છે હું પણ મારા કાકા સાથેજ જઈશ હું તેમની સાથે રહી ભિક્ષા માગી મારા કાકા અને માસીનું ભરણપોષણ અને સેવા કરી કૃતાર્થ થઈશ કાકાની આવી અવસ્થામા હું તેને કેમ છોડી જાઉં હવે તો તેઓ અંધ થયા છે નારાયણ વધારે કંઈ બોલી શક્યો નહિ તેનું ગળુ રૂંધાઈ ગયું

ડાકટર બોલ્યા—તેમ ન બને નારાયણ, તું હજી બાળક છો તારે તો હજી ભણવાનુ છે—તારા કાકાને સુખે અને આનંદે રાખવા માટે પણ તારે ભણવુ જોઈએ હરિકાકાની સેવા માટે હું વ્યવસ્થા કરીશ તું બેફીકર રહે

હરિશ્ચંદ્ર બોલ્યા—મારે પણ કાંઈક કહેવાનુ છે હું અમૃતલાલના પિતા એટલેજ બોલવાનો હક્ક ધરાવુ છુ નારાયણ અને અમૃતલાલ બંને મિત્રના દિકરા છે બન્ને મિત્ર છે તો હરિદાસ તિર્થક્ષેત્રે રહે કે ગમે ત્યા રહે પણ તેમનો ભાર અમૃતલાલે જે ઉઠાવવો જોઇયે એજ મારી પ્રાર્થના છે

અમૃતલાલ—હરિકાકાને ક્યાય જવા દઇશુ નહિ અહિ જ ભલે રહે કદાચ તેમની બહુ ઇચ્છા હોય તો નાશિક જઈને રહે એટલે વારવાર ત્યા અમે જઈ આવી શકીયે સર્વે છોકરાઓ આ વાતમા એકમત થયા

એટલે ડૉક્ટર બોલ્યો—ચાલો ત્યારે હવે આપણે હરિકાકા પાસે જઇયે અને આપણે જે નક્કી કર્યું છે તે તેમની આગળ રજુ કરીયે હવે તેઓ શું જવાબ આપે છે તેજ જોવાનુ છે એમ કહી સર્વે મળી હરિકાકા અને દુર્ગા જે ઓરડીમા હતાં ત્યા ગયા તેઓનું આગમન જાણી હરિકાકા બોલ્યા કોણ?

ડાકટરે કહ્યુ—હરિકાકા અમે સર્વે મળી તમારી પાસે આવ્યા છીયે

હરિકાકા—ડા સાહેબ તમે ક્યારે આવ્યા ડા બોલ્યા -ઘણીવાર થઈ અમે બાજૂની ઓરડીમા બેઠા બેઠા વાતો કરતા હતા - મે

તમારી પાસે એક દરખાસ્ત લાવ્યા છીએ હરિકાકા બોલ્યા મારી પાસે દરખાસ્ત! હું આપનો બે દિવસનો મહેમાન છુ મહેમાન!

હરિશ્ચંદ્ર બોલ્યા— એ તો જેવી પરમેશ્વરની મરજી

હરિકાકા—પરમાત્માએ અનેક રંગ દેખાડયા છે આટલા દિવસ આંખો હતી બહુ રખડયો પણ ઇશ્વરે હવે મને ઠરી ઠામ કર્યો મિત્ર પ્રભુની માયા તો કોઇ અજબજ છે કયા હું કેવો પાપી, નીચ મારે માટે તેણે કેટલી માયા ગુંથી મને કેટલા વચ્ચે બેસાડયો? આજે આંખો લઇ લીધી તે કાંઇ ઓછી દયા નથી કરી મને કહે છે કે જો મને જો! દુનીયામા તેના સિવાય હવે મને કાંઇ જોવા જરૂર પણ નથી રહી

ડાકટર બોલ્યા—હરિકાકા અમે એક વ્યવસ્થા ગોઠવી તે તમને કહેવા આવ્યા છીયે

હરિકાકા—અરે પરમેશ્વરે સૌ કાંઇ વ્યવસ્થા કરી રાખી છે તે તો કોઇની પણ રાહ જોતો નથી

ડાકટર બોલ્યા—તે વ્યવસ્થાની વાત અને દલીલ કરવાનો ભાર તેણે મારા ઉપરજ નાખ્યો છે હુ આજે તેમના વતીજ બોલુ છુ

હરિકાકા—વાહ વાહ બોલો ઇશ્વરે જે આજ્ઞા ફરમાવી હોય તે બોલો

ડાકટર—પરમાત્માની તો એવી મરજી છે કે નારાયણ આજથી મારી પાસે રહે આજથી પરમાત્મા તેની સંભાળનો ભાર મારા ઉપરજ મૂકે છે અને બીજુ તમારી જે માલમિલ્કત છે તે સર્વ તમારી દીકરીને આપવાની છે તેમણે એમ પણ ફરમાવ્યુ છે કે તમારા બેઉ જણાનો જીવન પર્યંતનો ભરપોષણનો ભાર આ અમૃતલાલના પિતા અને તમારા મિત્ર હરિશ્ચંદ્ર શેઠે ગ્રહણ કરવો આ અમારી અક્કલની ઉઠાવેલી વાત નથી પરંતુ પરમાત્માજ મારી જીભે આમ બોલાવે છે અને તે તમારે પાળવીજ પડશે

હરિકાકા આ સર્વ વાતો સાંભળી ઘડીભર ચૂપ રહ્યા તે વાચાથી પોતાના મનનો આવેગ ખોલી શકતા નથી પરંતુ છેવટે ધીમે ધીમે બોલ્યા વાહ દયાળુ પ્રભુ તારી

કેવી કરુણા! આટલા દિવસ તમે મને એક સામાન્ય પેઢીનો ભંડારી બનાવી પૈસા ટકામા કેમ ગુથી રાખ્યો હતો? બસ આજે હુ ખરેખરો આપની અખુટ સમૃદ્ધિનો ભંડારી બન્યો છુ આપને મારે માટે આપને અંતરે આટલી બધી દયા ભરી હતી તે મને પામરને ક્યાથી સમજાય! ભાઇ નારાયણ તેજ મને તે પરમાત્માનો ભંડાર બતાવ્યો છે તેજ મારા પતિતના પાપો નિવારી પુણ્ય પંથે ખેચ્યો છે! આવ ભાઇ તને એકવાર ખોળામા બેસાડુ તુજ મારો પ્રભુ છે તુજ મારો તારણહાર છો! નહિતર તુ આટલો દયાળુ સાધુ અને ભક્ત મને ક્યાથી ભેટે? મિત્ર તમને હુ મારી ચર્મચક્ષુથી જોઇ શકયો નથી, ડૉકટર સાહેબ, તમને પણ જોઇ શકયો નથી પરંતુ આંતર ચક્ષુઓથી તમોને ઓળખી શકયો છુ તમે સર્વે મારા પ્રભુ સ્વરૂપજ છો છોકરાઓ આવો તમારો હરિકાકો આજે સ્વર્ગે જાય છે આજે તે તમારીજ કૃપાથી મુક્તિ મેળવે છે દુર્ગા શુ જોઇ રહી છે આજે પરમાત્મા હાજરા હજુર અહિ પધાર્યા છે આજે મને તેમણે ખરેખરો ભંડારી બનાવ્યો છે

ઓચિંતી હરિકાકાની વાચા બંધ થઇ ગઇ, શરીર સ્થિર થયુ અને શરીર શાન્ત અને શિતળ બની ગયુ ડાકટર ઉતાવળા હરિકાકાની પથારી પાસે આવી તેનો હાથ ઉપાડી જોયુ તો નાડીની ગતિ બંધ પડી ગઇ હતી હૃદયના ધબકારા અનન્ત શાન્તિમાં મળી ગયા હતા હરિકાકાના શરીરમાથી તેજોમય કીરણો પ્રકાશી નીકળ્યા હતા ડાકટર ચિત્તકાર કરતા મોટે સાદે રડી પડયા—હરિ કાકા આમ અમને છેતરીને ચાલ્યા ગયા!

હરિશ્ચન્દ્ર દીર્ઘ નિશ્વાસ નાખી બોલ્યા જાઓ મિત્ર પરમાત્માના સમૃદ્ધિ ભંડાર સંભાળો, તમે મૃત્યુ લોકના નથી, તમે દેવલોકના ભંડારી છો!

સમાપ્ત

